શ્રી સરસ્વતૈ નમઃ ૐ શ્રી શ્રી શારદાયે નમઃ

# ન્યુ સંગીત ગાયનમાળા.

—* જેમાં *—

[તદ્દન છેલ્લામાં છેલ્લા પડેલા ખેલના ગાયનો તેમજ આગળ ભજવાય ગયેલા તમામ ગાયનોનો એક મોટો સંગ્રહ.]




આવૃત્તી ૧ લી. | પ્રત ૧૦૦૦ | * સપ્ટેમ્બર. *

—: પ્રકાશક :—

**શ્રી હરીહર પુસ્તકાલય.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.





સૈયદપુરા બોરડી સ્ટ્રીટ, સુરત.


મૂલ્ય: બે આના.

**સમ્રાટ હર્ષ—**

માન સદા શ્રીમાન તણાં નવ રહે !
ધન સરિતાના જળવડે, સ્થિર નવ રહે—માન
ભાગ્ય ઉજળાં લઈ જન્મેલાં; માન ભરેલાં ને મદઘેલાં;
સાગર મોજાં વહે, અખુટ જળ રહે—માન
અર્જુન જેવો વીર લુંટાયો, એજ ધનુષ્ય, એ બાણ;
આજ અમીરી કાલ ફકીરી, સમય સમય બળવાન,
શાસ્ત્ર સહુ કહે, નહિ સ્થિર રહે—માન

**સમ્રાટ હર્ષ—**

ભાઈ ! ઉતરી છે આજથી પનોતી,
જ્યારે બેસતી પનોતી, નથી જાતભાત જોતી,
કરે સાહ્યબી પનોતી–હતી ન્હોતી
જ્યારે ઉતરી એ જાય, પ્રભુ પછી વ્હારે ધાય;
રઘા ભારે કરી થાય ખબર ન્હોતી ભાઈ
જાવું પંજાબમાં ને પ્હોંચ્યાં ઇરાનમાં; અથડાયાં ભુલભુલામાં
લાખોની કિંમતના કોડીલા કંથને, વેચ્યો કોડીના મુલમાં !
રઘો ભગત કહે આખા જગતને બેસજો ન કોઇને પનોતી;
માણેક શેઠાણી હવે મોંઘાં થઇ મ્હાલજો, મુલવશું મોંઘેરા મોતી ! ભાઈ ! ઉતરી છે આજથી પનોતી !

**તારણહાર—**

સત્તા ટકી છે કોની કોની ટકી રહેશે
જર જોરને જુવાની અંતે થવાનાં ફાની
મદ મોહમાં દીવાની કાલે ખરીજ જાશે

સત્કર્મ કૈં કરી લે ભવસિંધુ આ તરી લે
વિભુતી વિમળ ભરી લે કીરતાર હીસાબ લેશે

**તારણુહાર—**

વંક ભ્રકુટી વંક ચોટલો વાંકી જેની ચાલ
વાંકા બોલી નારી પરણી પુરૂષ થાય બેહાલ
નખરાળીથી નેહ કરી નર પુરેપુરા પસ્તાતા
ઘડી તલસાવે ઘડી લલચાવે ઘડીક કરે ભૂપાતા
ઘુંઘટ પટમાં નયનો ઢાળી ગાળી પુરૂષનાં માપે
પાણી પાણી જો થાય પતિ તો માથે છાણા થાપે

**ચેતન યુગ—**

જીવન મહીં મઝા શી સમજે નહીંજ કોઇ
સહુ જીંદગી જીવે છે, જીવનનો સાર ખોઈ
દિલને દીધી રસિકતા, જીવને દીધી જુવાની;
પુલમાં ભરી સુગંધી શું કામ રસ નીચોઈ ?
જ્યાં સ્નેહ એજ સુખ છે, રસ પ્યાસ એજ અમૃત !
ત્યાં ત્યાં એમ સફળતા આ જીંદગીની જોઇ.

**ચેતન યુગ—**

જો લાખવાર હોયે તમને ગરજ અમારી
તો આવજો મનાવા આખર લડાઈ હારી:—
સ્રીને ગુલામ ગણવા એ વહી ગયા જમાના
સ્વાતંત્ર્ય યુગ છે આ સૈની સમાનતા:—
નહિ તો પછી તમારા ગૃહરાજ્યની ખુવારી:—
સંસાર છે સ્રીઓથી સ્રીનેજ તુચ્છ માનો
કકકો ખરો તમારો આ તે છે ન્યાય ક્યાંનો
જોશો જરા વિચારી થાશે કદર અમારી:—

ચેતન યુગ—

જેરે દીવાર ખડે હુંય તેરા ક્યા લેતે હુંય
દેખે લેતે હુંય જલન દિલકી બુઝા લેતે હુંય
ક્યોં ખફા હોતે હો હમ ખુદહી ચલે જાએંગે
બૈઠ જાતે હુંય જહાં ધુની રમા દેતે હુંય
યાદ આતી હુંય શબે હિજ્ર જો તસ્વીર તેર
દર્દ ઉઠતા હુંય તો સીનેસેં લગા લેતે હુંય

ચેતન યુગ—

દેશ દ્રોહ દિલમાં ધરી રળવા જાતાં લાખ
કાળા હાથ થયા અને રહી કર્મમાં રાખ
આજ જોયું કે જગતમાં ન્યાય છે
ધન હરામીનું હરામે જાય છે—
ઈશના ઇન્સાફની કરતો હતો હું મશ્કરી
આજ એ નજરો નજર દેખાય છે
જ્યાં હજારો હાથવાળો લૂટવા ચાહે કદી
ત્યાં ન બે હાથે કશું રોકાય છે—

અજય ધારા—

જ્યાં રંક પ્રજાને આજ મળે નહી એક વખત આહાર
ત્યાં રૈયતના સ્વામીને ક્યાં ભોજનનો અધિકાર:—
નીજ મહેનતના જે કર ભરતા
રાજ્ય ખજાના [illegible] તર કરતા
તેનુ દુઃખ [illegible] નવ [illegible] નૃપને ધિક્કાર

રાજ્ય ઈમારત પ્રજા છે પાયા
રાજ્ય સિંહાસન ત્યાં મંડાયાં
પ્રજારૂપી પાયા ડગમગતા કાયા આસન ટકનારા.

**અજય ધારા—**

સુખ દુઃખના અમારા આધાર છો તમે
યશપંથ પ્રેરનારા મનહાર છો તમે
મ્હેણાં કઠીન તમારાં ઉત્સાહ આપતાં
નિરાશ માંહી આશના અંબાર છો તમે—

પ્રેમદા તમો પુરૂષના ચૈતન્ય રૂપ છો
અમને કહો જો સૂર્ય તો ઝળકાર છો તમે—

શિખવ્યા સ્વમાન અમને કાતિલ કટાક્ષથી
કાયરપણાને કાપતી તલ્વાર છો તમે.

**વીરની વટ—**

એ મંત્રો છાનાં છાનાં
પ્રેમ પુરાણને પાને પાને લખીયા મંત્રો છાંના
વાંચી વાંચી વિરલ પ્રેમીઓ કંઇક બને દીવાનાં
અરસ પરસની સ્નેહ સમાધી સાધીને હરખાતાં
એકાંતે સ્નેહીજન શીખે રસ રંગે રંગાતા—એ.

પઢતાં એનો પાર ન પામે શિક્ષણ રહે અધૂરાં
તોયે શીખવા સહુ લલચાયે ભણતર એ મધૂરાં
આ સઘળાં ખોટાં બ્હાનાં—એ.

**વીરની વટ—**

હું છું ઘરની ધણીઆણી, આ શેઠની શેઠાણી
મારૂં માન સાચવજો
જો માગે ભાઈ પાણી, મીઠાં દુધ આપુ આણી
મારો મોભો જાળવજો.
રાજ ચલાવું રાણી થઇને રીસકરી છણકાઉં
પગે લાગતી આવી તારા પગની લાતો ખાઉં
નવી વહુનાં સાસુ કેવાં ગાઈ રહી છે ગાણાં
લક્ષ્મીના લાલચથી બન્ને લાયક થઇ લપટાણાં
હવે હું શેઠ થયો છું (૩)—

**અમર આશા—**

મારાં સુનાં મંદીરીયા માંયરે હાય હું તો એકલડી,
મારા હૈયામાં રસ છલકાય હાય હું તો એકલડી.
તરૂવરને વ્હાલે વીંટાઇ છે વેલડી,
મેના પોપટની રમતી શી બેલડી.
ચાંદલીયા સાથ ગેલ કરતી રાતલડી,
જોતામાં મનડું મુંઝાય—હાય હું તો એકલડી.

**અમર આશા—**

આવોજી વિલાસી રસીલા પ્રવાસી તમારી હું દાસી
જાઓ તો મારા સમ છે.
હે દ્વારકાના વાસી જાવું અમારે કાશી છેટાં જાઓ માસી
હાંકયું શું બંને બમ છે.

પ્રીત કરી પડદો કાં રાખો ઢોંગ મુકોને ઠાલા,
શામળીયા લાગો વ્હાલા,
શું ઢોંગ કરે છે માળી જેમ હોય નહિ ઘરવાળી,
વિખવાની પ્રીતિ ઠાલી ખાલી આ મુકો દમ છે.
પીડા આવી આ ખાસી નાખી ગળામાં ફાંસી,
લોકો કરશે હાંસી જાણી શું ધમા ધમ છે—આવોને.

વીરભુષણ—

હાંરે ! મને કહેતા બધા કજીયાળી.
બોલ કોઇનો હું ન સાંખવાવાળી એથી મને૦
મારા ધણીને હું નાચ નચાવું,
એક કહે તો સો સંભળાવું,
સ્નેહી સંબંધીથી રહુ છું હમેશાં નીરાળી—એથી મને૦
ગામ મહીં હું પૈસાવાળી,
મોહક હું છું સૌથી રૂપાળી,
એથી અદેખા બળે છે મને ભાળી ભાળી—એથી મને૦

વીરભુષણ—

રાજમુગટ ભાર વિકટ સહીશ હું સદા,
ભૂપ નહીં હું ભૃત્ય બની રહીશ હું સદા.
વિભવને વિલાસ ત્યાગ, રાગમાં વિરાગવાન
થઈશ હું સદા.
ગવ મય તજી સ્વભાવ, કર્મના અમુલ્ય લ્હાવ
લઈશ હું સદા.

છત્ર વિજય—

હવે હાલો હલામણુ રાજમાંરે કરો કેદની મજા.
હાય લોમાંથી ભાલા નીકળ્યાંરે લોગ લાગ્યા ભગા.
જોયું કેવાં લડાવ્યાં લાકડાંરે મજા ચાખો ગગા.
{ રાજ રાખો કંઇ રીત—ન હોય પરાણે પ્રીત
{ બધું ઠીક છે ઠીક (૨) }
રાજને રીઝાવશો તો સર્વ સુખે માણશો,
પ્રેમી પંખીડાને પ્રીતેથી પાળજો.
તેજા બનીને ઝંદાને ઝુલાવજો—હાલો.

વીર તાનાજી—

મ્હારી ખીલતી પુલવાડીના ઝુલતા ગુલાબ,
રૂડા રસથી છલકાય, રસથી છલકાય;
રસભોગીની આશા વીણુ થઇને નીરાશ,
રડયા કરમાઇ જાય કરમાય જાય. —મારી૦
મીઠી, મીઠી, સુગંધને ફેલાવતા,
બ્હેક બ્હેક દીલને બ્હેલાવતા એ,
મંદ સમીરતણા સ્પર્શ તણો લેવાને લ્હાવો;
મુગ્ધા લચકાઇ જાય, લચકાઇ જાય. —મારી૦

દેશ દીપક—

લાખ્ખો અહિં ચાલ્યા ગયા. લાખ્ખો બીજા ચાલ્યા જશે,
માટી તણી આ જીંદગી, માટી મહીં માટી થશે,
મારી બીજાને માનવી. મનમાં પુલાતો ના અરે,
કાળ કોઇનો તું થયો તો, કાળ તારો કોઇ થશે.

કહેજો અમારી માતને કર્ત્તવ્ય પંથે હું મર્યો.
નહિં તો બિચારી જીંદગીભર વ્યર્થ આંસુ સારશે.

**વિજય ધ્વજ—**

બધી દીલની આશાઓ, દીલદારમાં છે,
સ્વર્ગ સુખો સમાયાં, ભરથારમાં છે,
જે પતીની પુજારી, છે પ્રેમદા સદા,
જેની સ્વામીમાં વૃત્તી, રહી સર્વથા,
એવી દેવીનું પુંજન, સંસારમાં છે.

**દેવી હોથલ—**

કરે જન સ્વર્ગની વાતો, બતાવો સ્વર્ગ છે તે કયાં,
હૃદયના શુદ્ધ પ્રેમી જ્યાં વસે છે સ્વર્ગ સાચુ ત્યાં....
પરસ્પર પાક દીલનાં, પ્રેમીઓ દીદારનાં તરસ્યાં,
ક્ષમાને શાન્તીની જોડી, વસે છે સ્વર્ગ સાચુ ત્યાં....
સદા જ્યાં સ્નેહનાં ઝરણાં, વહે છે કમળ નયનોથી,
સનમએ માનજો નક્કી, વસે છે સ્વર્ગ સાચુ ત્યાં,
હજારો વીઘ્ન જો નડતાં, નથી જે જીગરથી જુદા,
નહિ તે પૃથ્વી પલટાતાં, પલટતાં સ્વર્ગ સાચુ ત્યાં.

**સંસાર લીલા—**

ન જીવણ પ્રાણમાં બાકી ન ચેતન તનમહીં બાકી,
છતાં એ નાથમાં મારો અચળ વિશ્વાસ છે બાકી
જગતની હું નથી સ્વામી, જગત મારૂં નથી સ્વામી,
તમે મારા ન જો સ્વામી બધીએ આશા છે બાકી,
જગતના બંધનો તુટયા, નયનમાં આંસુઓ ખુટયાં.
જીગરના તાર છે તુટયા, રે છેલ્લો શ્વાસ છે બાકી.

વીરણુષાણુ—

વાથા વીરત્વના વાથરા રે ! હવે થઇને અધીર;
રમણી રણુ જીતવા નીસરી.
કોમળ હૈયાંને એનાં કુમળાં શરીર............રમણી.
ઘોળને કંકુ ઘુંટને કેસર કામિની કંથ જગાડ;
સ્નેહવીણામાં સાહેલડી હવે સિંધુડો રાગ વગાડ.
કાયર કંથની કામિની કે'છે કંથ મારો ગભરાય;
બહાર પડે બળવંત બધા ત્યારે પોતે ઘેર છુપાય.
ઘેલિ કામિની રે ! તારા કંથને સમજાવ;
લઈ રીસામણાં ! એમાં વીરતા પ્રકટાવ.
છતાં જંગમાં જાય નહિ, તો ઘરમાં જંગ જમાવ,
કંચન સમ કાયાને માની કથીર............રમણી.

'રા' માંડલીક—

ધન ભાગ્ય મારે આંગણે આવ્યું
સોરઠના શીરતાજ
વધાવો રાજ કુમ કુમ થાળ ભરીને આજ
ચંદ્ર સૂરજ સમ તપો અવિચળ
જગમાં તારૂં તાજ
અન્ન દાતા નારી જુગ જુગ કીર્તિ
પ્રસરે મહારાજ—વધાવો.

નાગલ—સોરઠ તણા સુબા અમારે આંગણે આવ્યા
સોના તણા સુરજ ઉગ્યા અમ અંતરે ભાવ્યા
ગિરનારના આધાર મારાં ધામ દિપાવ્યાં—આ૦

**'રા' માંડલીક—**

ખુને જીગરકો પીતે હૈં બસગમમેં તેરે યાર
શહેરે ચમનમેં ફીરતે હૈં બસગમમેં તેરે યાર
મંય છુપકે છુપકે રોતી મું આંસુઓંસે ધોતી
વોકહાં ગયો મેરો મોતી મોતી બીના ના સોતી
બસ ગમમેં તેરેયાર—ખુને

દીલ ઉસી કું દીજીએ દીલદાર યારહો.
કયા હીંદુ કયા મુસલમાં કદરદાન યારહો.
મેરી નજર જો તુમસે લડ ગઈ મેંય પલંગસે નીચ
પડ ગઈ વો કહાં ગયે મેરે પ્યારે
મેંય અગ્નિ જેસી જલગઈ બસ ગમમેં તેરેયાર—ખુને

**'રા' માંડલીક—**

પ્યારા પ્રિયતમ રસરાજ અમને આજ રીઝાવો
લટકાળી લલના કાજ સૌ શણગાર મંગાવો
સાચી સાડી ચોળી લાવો પાટણના પટકુળ મંગાવો
હીરા મોતી ટાંકી પટકુળે પાડી ભાત કસબી કોર મુકાવો
લાડ લડાવું તમને શાણી જે માગો તે આપું આણી
હોંસે સ્વામી મારા મનડાના પુરો કોડ
મોંઘી હાઉસ બંધાવો

**સમ્રાટ હર્ષ—** (ઘાયલ જીગર)

પ્રેમી બધાં દિવાના, ઘાયલ જીગર ન ભુલે !
દિલને જગાવનારી, વાંકી ભમર ન ભુલે !
ખંજરતણા જખમ તો, દેતાં મલમ રૂઝાતા;
રૂઝે ન ઘા, ઈલમથી, તીરછી નજર ન ભુલે !
પણ એકના, વિયોગે, લાખો વરસ વીતે છે;
જીવે ઝુરી ઝુરીને, મરતાં અગર ન ભુલે !

**સમ્રાટ હર્ષ—** (દિવાનો પ્રેમી)

અમોને ભોગ કે વિલાસની અભિલાષ નથી;
વિષયની વાસનાનો, હૃદયમાં નિવાસ નથી !
સુધા છે સ્નેહ અને, વિષય તો છે વિષ સદા;
મજા છે પ્રેમમાં એ, મોહમાં, મીઠાશ નથી !
મળે જ્યાં મીટ ત્યાં, હજાર દર્દ જાય ભૂલી;
દિવાના પ્રેમીઓને અન્ય કાંઇ આશ નથી !

**ચેતન યુગ—** (ચેતનના અંબાર)

આજ ઉતર્યાં સ્વર્ગભુવનથી ચેતનના અંબાર ]
**ઉતર્યાં ચેતનના અંબાર**
ઝીલ ઝીલ ઓ **ભારતવાસી** ! તજી મોહ અંધાર–ઉતર્યાં.
યુગ યુગની નિદ્રા વિસારી, તુચ્છ જીવનના મોહ નિવારી;
તન ધન જન્મભૂમિ પરવારી, માતૃભૂમિનું ઋણ ઉતારી
**કર સાર્થક અવતાર**—ઉતર્યાં.
આત્મભોગના મંત્ર પચાવી, સહિષ્ણુતાનો ધમ શોભાવી
જગને નૂતન ધર્મ શિખાવી, પુણ્ય ભૂમિનું નામ દિપાવી
**કર જગમાં જયકાર**—ઉતર્યાં.

**સમ્રાટ હર્ષ—** (ઘેલાં જીવન)

જોબનીયાં જીવન ઘેલાંકરે, લોચનીયાં ત્યારે તલસ્યા કરે;
દિલ દરદે ભરે, સૌ દિવાના પૂરે—જોબનીયાં
ઘેન આંખે વસેને હસાવ્યા કરે,
નવીન ભાવે એ દિલ, ડોલવ્યા કરે,—જોબનીયાં
વેપારમાં નફો નથી ને કમાણી આવી કરી;
બંગાળમાં આવ્યા પછી તો ભાઈઓ ભારે કરી—જોબનીયાં

**ચેતન યુગ—** (એક સવાલ)

મોહ ભરેલા જીવન અમારાં મોહ ભર્યા સંસાર વિષે
અમને રૂચે નિત્ય અવનવી મોહકતા **શણગાર** વિષે—
દેહ **સ્વદેશી** હૃદય **સ્વદેશી** તે ઉપર શણગાર **વિદેશી**
એ શણગારે દેશ ડુબ્યો છે દરિદ્રતાના ભાર વિષે—
અમે સુકોમળ કુમારિકાઓ દેશ ભકિતની વાતો વસમી
નાને મોઢે મોટી વાતો **નવ શોભે વહેવાર વિષે**—
દેશ **હિન્દ છે** વીરાંગનાનો છો સંતાન તમે સહુ તેનાં
ક્યાં છે હિસ્સો કહો તમારો **ભારતના ઉદ્ધાર વિષે**—

**ચેતન યુગ—** (માતૃભૂમિ)

ઓ માતૃભૂમિ તારા મુકિત તણા કિનારા
ક્યાં છે પ્રકાશ ધારા અંશુ ઉદય અમારા—
વર્ષો અનંત વાળી રાત્રિ વીતિ છતાંયે
છે દૂર વ્યોમમાંહિ આશાઓના મિનારા—
જો હોય કંઇ મલિનતા જગનાથ દૂર કરજે
અમને છે એક તારા ઓજસ ભર્યા સહારા.—

**અજય ધારા—** (અંતરની વાત)

આજ સખી અંતરની પુછું એક વાત કહો
મીઠી સંધ્યા કે સખી મીઠડાં પ્રભાત કહો—
બંન્ને લાગે મધુર બન્નેથી દુઃખ દુર
એમાંથી કોણ રળીઆત કહો—
સુખીઆને સાંજ ગમે દુઃખીઆ જન દિવસ ગણે
ઘેલાંને કાંઈ ન ગમે શાણાને સર્વ ગમે
વિરહીને સૌ સમાન દિવસ અગર રાત કહો—
હમણાં રાત્રી થશે ને પ્રિયતમની પાસ જશું
એવાં ઉત્સાહે નહિ રહે :ભાન સાન કશું
સંધ્યા રસરાજ તણી સજની સાક્ષાત કહો—

**અજય ધારા—** (ખોટુ અભિમાન)

ચાર દિવસ ચડતી મળી ત્યાં આવ્યું અભિમાન
પાછળ પડતી હોય એ ભુલી ગયો અજ્ઞાન
રે પ્રભુતાના વ્યર્થ ગુમાની
છે પડતી એજ નીશાની મનમાં ધરે ગુમાની
રાજ્ય લોભને કારણ જગાવે કલેશ વૃથા અભિમાની-
એક ભૂમીના પુત્ર આપણે વૈર તૃષા આ શાની
અરસ પરસના કલેશ મહીં છે બન્નેને નુકશાની
વૈર તૃષા જ્યારે ટળે ત્યારે કલેશ ભુલાય
કે જ્યારે ગુર્જર ભુમિ સૌથી શ્રેષ્ઠ ગણાય
તમે શ્રેષ્ઠ કે અમે શ્રેષ્ઠ એ તકરારો મમતાની
ભારતભૂમી એ તકરારોમાં નિર્બળ થઈ જવાની—

**અજય ધારા—** (પોલમ પોલ)

ચાલ્યું પોલમપોલ જગતમાં ચાલ્યું પોલમપોલ
આ વાતો છે અણમોલ....જગતમાં

પરમેશ્વરથી પ્રથમ ઉપજ્યું આકાશ પોલમપોલ
ચાંદો સુરજ ભ્રમણ કરે છે વચ્ચે પૃથવી ગોળ—આ વાતો

તમે કરો છો ગોળ ખોળનો એક ભાવથી તોલ
દુનીયાં એવી નથી આંધળી નહી ચાલે આ પોલ....આ વાતો

શ્રીફળ પોલુ કોળુ પોલુ કોઠામાં પણ પોલ
આવા વિચાર કરતાં ભેજુ ચડી જશે ચકડોળ....આ વાતો

**અજય ધારા—** (વ્યર્થ પ્રતિજ્ઞા)

ધારા લોહીની મેઘ વિષે ને ઈન્દુમાં અંગાર વરસ્યો
વ્યર્થ પ્રતિજ્ઞા કરનારાના પાપે સુરજ શ્યામ થયો

* * * *

ઉઠો રણધીર વીર નિદ્રા વિસારો
ખેંચો તલવાર તીર બખ્તર ન ધારો
ખેલો સંગ્રામ આજ ન્યારા રેલો રૂધીરની ધારા

* * * *

હસતાં પ્રભાત આજે ડંકા નિશાન ગાજે
કિસ્મતના રંગ ઝળક્યા સંધ્યાની જ્યોત ઝળકી
ઉભી છે અડગ ધારા

**સત્તાનો મદ—** (ભજન)

તું ચેત મુસાફર વહી જશે છે સમય ઘડી કે બેઘડી.
એ........મસ્તી મનમાં રહી જશે છે સમય ઘડી કે બેઘડી.
છે આંખ છતાં કાં અંધ બને !
લઈ દીવો હાથ કાં કુવે પડે !
અભિમાન અશ્વપર ચડી ચડી ... .... છે સમય૦
કંઈ ચેત હજી અજ્ઞાની
થઇ જશે જીવન પાણી પાણી.
પળમાં જો કાળ જશે જકડી ... ... છે સમય૦
પડતીના પડઘા પડી રહ્યા,
દુઃખના ડંકા ગડગડી રહ્યા.
જો વિપત વાદળી શીરે ચડી .... .... છે સમય૦

**સત્તાનો મદ—** ( સાખી )

હોય જો સંસારમાં કંઇયે મજા તો આજ છે.
રનેક છે ભુંડી સજા
તો તે સજા પણ આજ છે—
દિનરાત જે વેઠી ઉપાધી આ મજાને કારણે
ડુબ્યા કજાના ભારમાં
તો તે કજા પણ આજ છે—
અહીંથી નહીં ખસવું ગમે એ હૃદયમાં વસવું ગમે
આખર ફજેતીની ધ્વજા
તો તે ધ્વજા પણ આજ છે—

**સત્તાનો મદ—** (ગઝલ)

બાંધે મનસુબા દિન રાત
અભાગી વ્યર્થ કરે ઉત્પાત
સમજે નહીં કે હરી ઇચ્છા વીણુ બને ન એકે વાત
રમત કરી દોરી સંચાની સંચા માનવ જાત
કામ કરે છે મન માન્યાં પણ દોરી તેને હાથ—
ગાડા નીચે શ્વાન સંચરે સમજે મુજપર ભાર
એ અજ્ઞાન ટળે ત્યારે જ્યાં પડે પીઠપર લાત—

**સત્તાનો મદ—** (પ્રેમની બેડી)

અભિમાન ધરી ફુલાતા જે ક્યાંય નહીં બંધાતા,
ભૂજ બંધનમાં બંધાતાં એ છે બેડી પ્રેમની—
બાંધી અમે બંધાતાં સમજી અણુસમજુ થાતાં,
બંધાય છતાં હરખાતાં એ છે બેડી પ્રેમની—
મનમાં થઈ મદમાતા મધુકર કાષ્ટ કોરીને ખાતા
તે કમળદળે લપટાતાં એ છે બેડી પ્રેમની—
પ્રેમ પાસ છે અટપટા જે જન છુટવા ચ્હાય,
જીવન ભર છુટકે નહીં ઉલટા અધીક ફસાય—

**સત્તાનો મદ—** (માયાના બંધન)

હું કોણ અને આવ્યો ક્યાંથી એ ભેદ નહીં સમજે મનમાં
લપટાઈ બને મોહાંધ અતિ માયાના બંધનમાં—પડી માયાના૦
કર્મ પ્રમાણે જન્મજ ધરતો નહીં કરૂં પાપ એ કરાર કરતો
જીવ જન્મતા ભુલે સઘળું હું અહીંયાં તુ ત્યાં—પડી માયાના૦

યૌવનમાં એ ધન જોબનમાં મુગ્ધ બને તરૂણીના તનમાં
ઉંચું જોઈ ચાલે અભિમાની ઉછળે ક્યાંનો ક્યાં–પડી માયાના૦
બુઢ્ઢાપામાં કાયા કંપે તોય ઉપાધીથી નહીં જંપે
કાળ પાશમાં પડી આખરે આવે જ્યાંનો ત્યાં–પડી માયાના૦
લાખો જીવ હમેશાં જાતા મૃત્યુના મુખમાં હોમાતા
તો પણ જોનારા પોતાને અમર ગણે મનમાં–પડી માયાના૦
એ ઘટમાળા આ દુનીયાની સમજે સહુ જ્ઞાની અજ્ઞાની
છતાં મોહમાં ભુલા પડે છે વિશ્વ વિષમ વનમાં–પડી માયાના૦
આત્મા છે અવિનાશ સદાયે નિર્વિકાર છે એ સમજાયે
મળે શાન્તિ ત્યાં કર્મ લય થતાં આત્મ ચિંતનમાં
સદા પરમાત્મ ચિંતનમાં.

અટંકી વીર— (કુસંપના ફળ)

મિથ્યા મમત મોટાઈમાં કુસંપ વધતો જાય છે
ભારત ભૂમિનું ભયંકર ભાવિ મને દેખાય છે
પ્રલયના પૂરમાં, જુઓ નૌકા તણાયે દેશની
ફાલી ફુલી ફુલવાડીઓ કરમાય છે આ દેશની

× × × ×

ઐકયતાને સાધવા આપ્યું અમે બલિદાન છે
પ્રતિજ્ઞાને પાળવી એ ધર્મનું અભિમાન છે
લાડીલી કન્યાને કન્યાદાન આજે આપજો
સોલંકી ને પરમાર વચ્ચે સંપ શાન્તિ સ્થાપજો

× × × ×

**અટંકી વીર—** (ખાનગી)

ખેલાડી ખેલે દાવ; જગતમાં આમ ખાનગી થાય
છુપાવ્યું ના છુપુ રહેશે પોલ તરત પકડાય
જુઓ ખાનગી કરનારા સહુ આખર ખત્તા ખાય
પ્યાર કરવો ખાનગી વેપાર કરવો ખાનગી
વિચાર રાખો ખાનગી વ્યવહાર રાખો ખાનગી
છે ખાનગીમાં એ ખુબી કે આબરૂ સચવાય છે.
બાંધી મુઠ્ઠી લાખની ને ઉઘાડી વા ખાય છે.

**વીરની વટ—** (શૂરાના સંગ્રામ)

ક્ષાત્રતેજ ઝળકે, વીર રસના સાગર છલકે
એવા શૂરાના સંગ્રામ
અટંકી ટેકી ના અટકે, કાળને ફાળ ભરી, [illegible]કે—એવા
ખાંડાના એ ખેલ ખેલતા હૈયે ધારી હામ
સત્ય ન્યાયના સાથી ઉજવળ કરે જગતમાં નામ—એવા
સ્વદેશ સેવા સ્વતંત્રતાના અંતરમાં અનુરાગ
કર્મવીર કાયા માયાના કરે અલૌકિક ત્યાગ—એવા

**વીરની વટ—** એક યાચના. (ગઝલ)

પ્રભો જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો,
પરાધીન, દેશમાં સ્વતંત્ર્યની સત્તા જમાવી દો.
નયનમાં નીર સુકાણું હવે ધીરજ ખુટી ગઇ છે,
અખુટ શક્તિ સમર્પી શૌર્યના સાગર ભરાવી દો.
ધરો અવતાર દીનબંધો અમારી દિવ્યભૂમિમાં,
નવિન ચેતન સુખદ શાન્તિતણાં ઝરણાં વહાવી દો.

**અમર આશા—** (બાલ કુંવારી)

મને કહેતાં લજ્જા આવે હજી હું તો ફરતી બાલ કુંવારી,
વસંત આવ્યો નવરંગ લાવ્યો હૈડે હરખી નારી.
રસની રમતો જોતાં કંપે થરરરર કાયા મારી—હજી હું
કાન્તા પરણી કુમુદ પરણી પરણી પ્રેમ દુલારી,
જોડી જડતી કયાંઇ ન મારી અરરર હું હારી—હજી હું

**અમર આશા—** (મુંબઈની મોકાણ)

દીન રાત ત્હારી વાટલડી જોતા બાળા (૨)
મને મોહિની લાગી તમારી મુંબાઇવાળા.
મારા હૈડાની ફ્રેઇમ મનોહારી
એમાં મૂર્તિ જડાઈ જડાઇ આજ ત્હારી પ્યારી.
ત્હારાં નયનોનાં બાણ ડીઅર જાદુવાળાં—મને.
મારા ગાર્ડનની ખુલ્લી છે નાની બારી,
ડીઅર વાસ્તે ત્યાં આસ્તેથી લાવો સ્વારી.
મુન લાઇટમાં ગુંથીશું પ્રેમ મોતી માળા (૨)—મને.

**અમર આશા—** (મુંબઈનો મવાલી)

કાળાં ધોળામાં હું પુરો જાળ બીછાવું સારી,
હીંમતની કીંમત દુનીયામાં હીકમતની છે બલીહારી.
મારા ફંદામાં જે ફસાતા નાખુ તોર ઉતારી,
માન ઉતાર્યાં મર્દોના ત્યાં અબળા કોણ બીચારી.
અપટુડેઇટ મવાલી પીસાનો છું ખાલી,
દુનીયાની દોલત તફડાવું એ શક્તિ છે મારી.
"કોર્ટમાં સોલીસ્ટર બેરીસ્ટર બનીને,"

"ડોકયુમેન્ટ સાચા કે ખોટા ખુબ કરીને."
"ફાવે તેની પ્રોપર્ટી સૌ લઉં હરીને,"
"ઠાર કરૂં હું તેતર ઉપર બાજ બનીને."

**અમર આશા—** (ભારતની મૂકિત)

સ્વાતંત્ર્યતણા આજ ઉગ્યા સૂર્ય સાહેલડી
ભારતની કુંજ કુંજ જાગી રહી.
ઝીલો ઝીલો પ્રકાશ ભરો ઉરમાં ઉલ્લાસ,
આજ રાષ્ટ્ર વીણા રમણીઓ વગાડી રહી.—સ્વતંત્રતાની
ત્હોય પુરૂષો કહેતા કે હજુ અબળા તમે,
કષ્ટ સહેવાનાં ધૈર્ય હજી શીખો તમે.
કહો પુરૂષોને રાષ્ટ સુર ઝીલ્યા અમે.
હતી અબળા બીચારી બીન શકિત શસ્ત્રધારી,
સકળ રમણીને રાષ્ટ્ર ધુન લાગી રહી—સ્વતંત્રતાની

**અમર આશા—** (મધૂરા સત્કાર)

મધુરા સત્કાર અમે ઉરના આભાર સાથ,
કરશું મ્હેમાન આજ આપના.
સ્નેહથી સ્વીકાર અમે કરતાં આ વાર,
હશે મીઠા ઉપહાર આજ આપનાં.
સ્વાર્થી સંસાર પંથ મળતા કોઈ વીરલસંત,
સમજાવે જીવન ગ્રંથ ભાવના.
મીઠા જેના પ્રબંધ સમજું ને વીકટ બંધ,
તરસ્યા અનંત સંત જ્ઞાનના.
દીવ્ય જ્ઞાન આપે સ્વર મીઠા આલાપે,
એ મંજુલ સીતાર તાર આપના.

**વિરની વટ—** (લાયકાત)

લાયકાતના પાઠ પઢાવો લાયક કેમ થવાય ?
પઢી પઢીને પોપટ થાશું શીખવો તો શીખાય
**કહોને લાયક કેમ થવાય ?**
ભણતર ભણવા નીશાળીઆઓ નીચે બેસી જાય
ગુરૂ વચનને ગોખી રાખે તે જ્ઞાની કહેવાય
**કહોને લાયક કેમ થવાય ?**
લાયકાતનાં લેખાં લાડી જોને આમ લખાય
અરસપરસની આંખ મળે ત્યાં શિક્ષણુ પુરૂં થાય
**એ તો શીખવ્યું ના શીખાય.**

**વિરની વટ—** (દેશ ભક્તિ)

રસકસ થકી ભરપૂર છે આ ભવ્ય ભારતની ભૂમી
એ જન્મભૂમિનો કરૂં જયનાદ હું ચરણો ચૂમી
છે પ્રાણુથીયે પ્યારી માતૃભૂમિ અમારી
દિલ દેશભક્તિ ધારી એના થશું પૂજારી
જુલ્મી થયું છે શાસન પીડાય છે પ્રજાજન
સત્તાધીશો શીકારી ભૂલ્યા છે ફર્જદારી
આ જુલ્મ જહાંગીરી જડમૂળથી ઉખડશે
ઉતારશે ખુમારી સ્વતંત્ર્યના પુજારી,

**વિરની વટ—** (જગતરંગ)

સાધુ થઇને જે જે શીખ્યા એ સ્વામિ સમજાવો
કેવા કેવા થયા અનુભવ અમને કહી બતાવો ?
બોલો રંગ જગતના કેવા ?

જાહેરમાં જે સભ્ય ગણાયે હોય નામના મોટી
અંદરખાને ઉધાં ધંધા હયાનત રાખે ખોટી
ગાદી તકીએ બેસી બોલો રામ ફેરવે માળા
હજમ કરી લોકોનાં નાણું કાઢે છે દેવાળાં
જોયા રંગ જગતના એવા.

**અમર આશા—** (મીસ્તની પટવારી)

જોઇ લ્યો જમાનો આવ્યો આજે બૈરાંની છે બહાર,
મીસ્ટરની કીંમત કોડીની મીસીસના પોબાર.
સુધારે માંડયા તોફાન ફેશનમાં સઘળા બેભાન કરવા કર્યાં શણગાર
પફ પાવડરના લેપ લગાવી સન્નારી ચાલ્યાં ફરવા.
હોલે લમણે બેઠા ડીયર આજે ઘરને સાચવવા,
શેઠ કરી રહયા છે વેઠ.
સર હોએ કે બેરોનેટ,
એજ મોડર્ન એટીકેટ.
વાત કરૂં છું પ્રાયવેટ એકઝેકટ—જોઇ લ્યો જમાનો.

**અમર આશા—** (કટુ વચન)

કામીનીના કટુ વચન અમૃતથી મીઠાં માને (એ માને)
રસીક રમણ એ રસની રમતે રમણી રીઝવી જાણે (જે જાણે)
પુર મસ્તીમાં વ્હેતી સરીતા સામે થાતાં તાણે,
ત્હોય સરિતા વિશ્વ સકળની સાગર સાચવી જાણે (સાચવીજાણે.)
જાત તમારી રીસાળ એવી પળપળ ઓછું આણે,
ગમતા અમને તે નર જે અમ વચને નાચી જાણે (નાચી જાણે.)

**અજાત શત્રુ—** (લગ્ન વિધી)

રમણી તમે ઓરાં આવો
જમણા કરને લંબાવો ચોઘડીયું વીતી જાય છે,
અહીં માંડવડા બંધાવો
તમે સાજનીયા બોલાવો! કોની લંકા લુંટાય છે—
સસરાજી શરણાઈ વગાડે સાસુજી તમે તાસાં
ભુંગળ નાનાભાઇ વગાડે પત્ની વ્હેંચે પતાસાં–ચો.
નેવાઈમાં ગંગારામ છે દાપામાં દીલારામ છે.
જાનઇયા આખું ગામ છે પછી સાજનનું શું કામ છે.
અલમ્ શ્યામા શ્યામ આવો આમ.
આપે આશીશ ગંગારામ, બોલો સઘળા રાધેશ્યામ

**એક હી ભૂલ—** (પૈસાનો પ્યાર)

બાબા પૈસેકા જુટા હૈ પ્યાર ભુલ હૈ ભુલતે હો,
હૈ દીખાવેકી ઇસકી બહાર મોંહમેં ઝુલતે હો;
ભાગ્ય તારા ઝગમગે દૌલત મીલે હસ્મત મીલે;
રસ રંગકે જલસે જમેં અહબાબકે ઝમ ઘટ રહે.
સબજી બજા જીહાં કહે દમ મકકા ભરતે રહે,
જુટી ખુશામદ પ્યારસે જેબ અપની વો ભરતે રહે;

**એકહી ભૂલ—**

વિકાલત ખુબ કીજીવાહ,
યે બાત અચ્છી કી વાહવા ખુબી ભરી વાહ અરે વાહવા,
ક્રોસ એગજામીનેશન કઈસા ખુબ કિયા હૈ વાહ;
અજી કઈસી છેડ છાડ હૈં જાને દોજી વાહવા;
પુરા બેરીસ્ટર હોનેકા મેરે ચેલે અબ બનયે.

**એક હી ભૂલ—**

અજબ છબીલી તેરી સુરત નુકીલી હૈ લલચાયા દીલ આયા;
દેખલી દેખલી દેખલીયે ચંચલ રસીલી અખીયાં,
ઇસ ગાલકી લાલી પે હું સતકે ગુલે ગુલઝારભી.
ઇસ પ્યારે પે હું અબ નીછાવર યે ગુલે રૂખસારભી
હુયે બંદર ઔર બંદરીયા કા તમાશા દેખલે;
ઇસ બલસે મારે ચેતો પરવશ પ્રાણુ ઔરી
દેખલી....અજબ૦

**એકહી ભૂલ—**

મુજ ભોલીકો ભરમાયરી મા કૈસે કરૂં,
સીધી સાદીકો પુસલાયરી મા કૈસે કરૂં.
મેરે પીછે પીછે આવે પ્રેમ બાત સમજાવે.
મેરા લે ગયા વો મન કૈસે છીનતી,
પ્યારી કેહકે બુલાવે ઐસી બાત ક્યુંકર ભાવે,
વો તો માને નહીં એક મોરી બીનતી.
લાગી અસી અરરર....રરર....રરર....રરર
હાયરે મા કૈસે કરૂં....મુજ ભોલીકો૦
ઇસકી ચાલ ઔર ઢાલ, કરે મનકો બે હાલ
મારે તીર નયનવા ઇસકે,
કરે જોરા જોરી પ્રીત યે કયસી નીકાલી રીત
મુજે મોહે અધીકાર મોપે કરકે,
છાતી મેં હો થરર....રરર....થરર....રરર હાયરે
મા કયસે કરૂં....મુજ૦

**અજય ધારા—**

જગતને જીતનારાઓ વિનંતી આ વિસરશો ના
તમારી વિજય કીર્તિને કલંકીત કોઈ કરશો ના
સ્વદેશી કે વિદેશી હો સ્વધર્મી કે વિધર્મી હો
છે ઈશ્વર સર્વને માથે ભુલીએ ગર્વ ધરશો ના—
તમારા દેશનાં ગૌરવ તમોને હોય જો વ્હાલાં
અમારા આ પુનીત સ્મરણોને ખંડીત કોઈ કરશો ના
અમે મરશું છતાં આત્મા અમારો અહીં સદા રહેશે
અમારી આત્મ વેદીને ચરણ નીચે કચરશો ના

**અજાત શત્રુ—**

અહીંસાના ધ્વજપટ જેણે યુગયુગ ફરકાવ્યા
કરૂણા મંત્રે પ્રેમતંત્રે ભારતગાન ગજાવ્યાં
ધ્વજ યુગયુગ ફરકાવ્યાં
બુધ્ધદેવ એ ભારત ગૌરવ. દેશ વિદેશે વધાવ્યા.
પ્રેમસુત્રના કાચાતારે મહા સામ્રાજય. જમાવ્યાં
અવતારી જગ તારી ગયા,જેણે બંધુભાવ ફેલાવ્યા.

**અજાત શત્રુ—** (રાગ–કવ્વાલી)

જીવનરસ લુંટનારાઓ લુંટો છો કે લુંટાઓ છો
હૃદય સાગરના તારાઓ ડુબો છો કે ડુબાઓ છો
દીનરાત સુધારસ પીવા તરસ્યા રહોજી કેવા,
છે અધરા લ્હાવા લેવા શીખો છો કે શીખાવો છો,
સાગર સદા તોફાની ડરતો નથી સુકાની,
ખેડો સફર મનમાની તરો છો કે તરાવો છો

અજાત શત્રુ—

મધુરાં ચુંબનનાં લ્હાણાં.......................
લઇ લ્યો રાજ આજ અંતરમાં ઉકળાતી ઉની જવાળા–
વીરલાં ચુંબનનાં લ્હાણાં.......................
દઇ દયો પ્રાણ લ્હાણ, મદ ભરતી રસઝરતી યોવન શાળા
આપ કલંકી તેવી હું યે કલંકી.......................
નાચે કલંકના સીતાર કેરા તારપર સંસાર લુંટે બ્હાર વાચે બ્હાણાં
ચંદ્ર કલંકી વ્હાલી ઇંદ્ર કલંકી,.......................
નાચ્યા કલંકના સીતાર કેરા તારાપર કીરતાર વારંવાર કૈ કૈ શાણા

અજાત શત્રુ— (રાગ ગઝલ)

નયન શર છુટતાં ચાલ્યાં ઉભા ત્યાં માર્ગમાં આવી.
ઘવાશો જો પછી દીલબર અમારે શું અમારે શું.
બહુ છોડો નહીં બાણો રખેને શર ખુટી જાશે,
જીવન રજની વીતી જાત સવારે શું સત્રારે શું,
ઝુલીને પુષ્પ શૈયામાં કરો છો ઘાવ મનમાન્યા,
સજા અમને મઝા તમને તમારે શું તમારે શું.

અજાત શત્રુ— (ભોળી ભામા)

હું તો ભોળીને અજાણી બાઇ પરણીને પસ્તાણી,
અધવચ વગડે લુંટાણી, કોને જઇ કહેવી કહાણી–
મેં જાણ્યું મનમાન્યા સાથે રમશું રજની રંગે,
આધા પાલવ તાણી, જમશું પ્રીયતમજીની સંગે,
એણે પ્રીતલડી ન પીછાણી, મારા મનની મને સમાણી

સમ્રાટ-હર્ષ—

ગરવા લગાલું સાવરીયાં,
સુરતીયાં તોરી મનકો લોભાઇલી !
તિરછી હય તોરી નજરીયાં—સુરતીયાં તોરી
નિરાલે સબસે જહાંમે યે હુસ્નવાલે હંય
નજર ચુરાકે જીગરપર લગાતે ભાલે હય
હજારો સેંકડો દિલ પાંઉસેં મીસલ ડાલે
ઔર દેખનેમેં બડે સીધે ભોલે ભાલે હય
મારી કટારી પ્રેમકી કારી
બારી હય મોરી ઉંમરીયાં—સુરતીયાં તોરી

સમ્રાટ-હર્ષ—

વિદાય, વ્હાલમ ! તમારી લેતાં, જવું અમારે રડી રડીને !
જીગર અમારાં જળી જવાનાં, નયનથી આંસુ પડી પડીને !
ભર્યાં સરોવર થયાં અદીઠાં, જણાયાં મૃગજળ તમોને મીઠાં,
તમે એ, મૃગજળ પીજો સુખેથી, જીગરનાં પ્યાલા ભરી ભરીને !
અમોને ન્હોતી ખબર તમારી, દશા, આ કરશો તમે અમારી
હસી રહ્યા છો હવે અમો પર, કત્લ કલેજાં કરી કરીને !-

સમ્રાટ-હર્ષ—

ખાય રહ્યા તારૂં વ્હાણુ હીલોળા;
જાય ખરાબે ને ફાટતા ડોળા,
ડોસી મરી, રામકાણીકરી બાઇ બારેકરી
જીવ ખાય ઝકોળા—

અદાસે ઝુકતેં હય નાજ કયા દીખાતે હય
નાજની વાત મુકો, પાંઉ ઢીલા થાતે હય
મેને સમજા કે મુઝે, આશકી દીખાતે હય
નથી આ કાનડો, મંય કાલિંગડા ગાતે હય—ગાય.

કીર્તિ સ્થંભ—

એક સમય એવો હતો, હતાં રાજ્ય ધન ધામ
આજ સમય છે એજ કે, સરવર તીર મૂકામ
મનવા .... .... .... .... નવ કરીએ કંઈ કલેશ.
કોઈ દિન હોયે રાજ સિંહાસન, કોઇ દિન સાધુ વેશ.
ચડતી પડતી ચક્રનાં એ સઘળાં તોફાન
નહિં હર્ષ કે શોક જ્યાં હરિ ઇચ્છા ભગવાન—

કીર્તિ સ્થંભ—

નરસિંહ ચાલ જઇએ કાશી, ડબકાં મરીએ એકાશી
૮૨, ૮૩, ૮૪ થી છુટીએ
સારા પંડિત જોતાં જઈએ, ૧, ૨, ૩, ૪ રાતો રહીએ.
નવાં નવાં અફીણ ખાઇએ,
ચાલ ભાઇ લાખેણી મઝા લુટીએ.
મધુ માસમાં ગ્રહણ, એમાં કરીએ જઇ તર્પણ
લાડુ કરીએ બે ત્રણ મણ જમવા ચતુર પંડિતોને ચુંટીએ
પરશન દર્શનથી શીવરાયા પુરી પાવન કરીએ કાયા
ત્યાંથી હરખાયા હરખાયા જઇયે,
સસરા સાળા બંધુને કુટીયે:-

## કીર્તિ સ્થંભ—

દિવસો વીતે વાતવાતમાં, નાની લાગે રાતજો
જાણે હમણાં રાત પડીને, હમણાં થયું પ્રભાતજો
એવા એ દિવસો તે ક્યારે આવશે.
આણું આવે સાસરીયેથી કરે મશ્કરી સહીયર જ્યારે
ઉપરથી રીસાઇયે ત્યારે, હૈયે હોયે નિરાંતજો—એવા.
ભાન રહે નહિં રાત દિવસનું, રસમસ્તીની વાતો કરતાં
જાય હજારો રાત છતાં પણ, ખુટે નહિં એ વાતજો—એવા.
જે ઘડી આખા જીવન ભરમાં, એકવાર આવે જીવતરમાં
એ ઘડી આગળ આ જીવતરની કંઇયે નથી વિસાતજો—એવા.

## કીર્તિ સ્થંભ—

માટીની પ્રભુતા વડે સજીવ છે સંસાર
મર્મ ન સમજે તે નરો ભૂમી ઉપર ભાર,
ભૂમિના નાથની ભૂમિ, બધી કહેવાય માટીમાં
સકળ સામ્રાજ્ય સમૃદ્ધિ બધી સરજાય માટીમાં—
કહી માટી તણી કાયા, અને માટી મહિં માયા
જગત સરજાય માટીથી, અને લોપાય માટીમાં—
મુઠીમાં માટી ભરી, ભર્યો રાજ્યનો ભાર
કરૂં દાન આ હાથથી, રાજ્ય તણા ભંડાર

## કીર્તિ સ્થંભ—

આ પૃથ્વિ છે પરમેશની, પૃથ્વિપતિ એ એક છે
જ્યાં ભૂપતિ છે કૈંક, પણ ભૂમિપતિ એ એક છે—

જે અન્નનાં કણ એકમાં, લાખો કણો ઉત્પન્ન કરે
જે બીજમાં વૃક્ષો શમાવે. અકળ અતિ એ એક છે—
જેની દયા મોટા થકી પણ રંક પર ઝાઝી રહે
એ દીનનો આધાર જેની, અકળ ગતિ એ એક છે

કીર્તિ સ્થંભ—

મારે સાસરીયે જઇ કોઈ કહેજો એટલડું
પ્રીતમજી આણા મોકલે.
મને પીયરીયામાં હવે લાગે એકલડું. પ્રીતમજી આણા મોકલે
રાત જાગી જાગીને જાય છે
આંખ મીંચુ તો સ્વપ્ના દેખાય છે
મારૂં હૈડું ભાન સાન ખોઈ થઈ ગયું ભુલકાણું—પ્રીતમજી.
મને મ્હેણાં મારે છે સાહેલડી
ફાલી ફુલી છે જીવનની વેલડી
ઘેલી થઈ છું વીરહે બળે છે કાળજડું—પ્રીતમજી.

કીર્તિ સ્થંભ—

સજીલે સજીલે સજની તું શણગાર
ગુંથીલે સ્નેહ સુમનના હાર, અલીએ હમણાં આવશે
સખી એ છે સાચા શણગાર
હારથી મોંઘા હૈયાહાર, મળ્યાથી મનડું માનશે
હૃદય હોય સુંદર સજની, ત્યાં ડોળ વૃથા શાને
સુંદરતા લુખી નવ શોભે, હૈયાં હરવાને
સ્વજનના નયનોથી સત્કાર
ઉઘાડો મન મંદિરના દ્વાર, અલીએ હમણાં આવશે.

કીર્તિ સ્થંભ—

જે પતિવૃત પાળે જગમાં સુધર્મ સ્થાપે
ઉન્નત છે આજ ભારત સતીઓ તણા પ્રતાપે
મુરતિ ક્ષમા તણી જે નારી નહીં છે દેવી
જેનાં પૂનિત દર્શન સંતાપ પાપ કાપે
બાળક બને પ્રભુ જ્યાં રથ સૂર્યનો જે રોકે
તેને સતાવનારા તપશે સદાય તાપે—

કીર્તિ સ્થંભ—

લખી શ્લોક દશ હજાર, કરૂં શાસ્ત્ર હું તૈયાર
ધાર્યું પ્રમદા પુરાણ એનું નામ છે—
સ્ત્રીથી શોભે છે સંસાર, સ્ત્રી છે સઘળા સુખનો સાર
એને આધીન રહેવામાં આરામ છે—
પહેલાં શ્લોક લખાશે એ, સ્ત્રી એ ધરતી માતા છે
તારે તેમજ બોળે તે એને ચરણે હજારો પ્રણામ.
ઘરનો રાજા નર કહેવાય, પ્રમદા પ્રધાન તેનો થાય
એમાં કોણ શ્રેષ્ટ કહેવાય, અહીંયાં સઘળાં પ્રશ્નોનો
વિરામ છે.
સ્ત્રી છે દાળ. પુરૂષો ચોખા, સ્વાદ ભેગા તોયે નોખા,
એમાં કોના કરવા ધોખા, અહીંયાં પ્રમદા પુરાણ તમામ છે—

વલ્લભીપતી—

ઝટ જાઓ ચંદન હાર લાવો, ઘુંઘટ નહિં ખોલું હું.
મને લાગ્યો એ હારનો નેડલો, તમથી નહિં બોલું હું.

મોંઘી તારી માગણી, મોંઘા તારા મૂલ,
મોંઘી તારી પ્રીતડી, મેં કરતાંજ કીધી ભૂલરે,
ઘુંઘટ ઝટ ખોલોને.

મોહન મેં તો માંગીયો, મોંઘો ચંદન હાર,
લાવો હાર પછી પીયું તમે, લુંટો જોબનીયાની બહારરે,

માલવપતિ—

હૃદયના શુદ્ધ પ્રેમીને. નીગમનાં જ્ઞાન ઓછાં છે,
ન પરવા માનની તોયે, બધાં સન્માન ઓછાં છે,
તરી જાવું બહુ સ્હેલું છે, મુશ્કિલ ડુબવું જેમાં,
એ નિર્મળ રસ સરિતાથી, ગંગાસ્થાન ઓછાં છે.
પ્રણય કલહે વહે આંસુ, ચુમે ચાંપી હૃદય સ્વામીન
અર એ એક પળ માટે, જીવનનાં દાન ઓછાં છે.

સિરાજુદ્દૌલા—

એ ગઇ છતાં એની છબી આવે નજરમાં,
આંખો ગજબ જાદુ ભરી ખુચે જીગરમાં.
દેખાવમાં ભોળી છતાં જાદુ ભરી એ,
રાખે હજારો તીર કાતિલ વાંકી ભમરમાં.
ગાલો મહીં લાખો ગુલોની લાલી છુપાવી,
ઉભી'તી નજાકત ભરી એ ૨૨કેકમર ત્યાં.
ગરવા ન તાજો તખ્તની એ નાજો અદાપર,
વણમૂલ વેચાયા અમે માશુકના કરમાં.

સિરાજુદ્દૌલા—

જેવી કરે જે કરણી, તેવી તરત ફળે છે,
બદલા બુરા ભલાનો, અહીંનો અહીં મળે છે.

ઉંચે ચડે છે જ્યારે, સહુને એ તુચ્છ ગણતા,
પટકાય જ્યારે નીચે, ત્યારે સમજ પડે છે.
હસતાઓને રડાવે, રોતા ઉપર હસે જે,
રોનાર તેને કોઈ, આખર નહીં રહે છે.
આપ્યા વિના ન મળશે, વાવ્યા વિના ન ફળશે,
ઈન્સાફ એજ કુદરત, અહીંનો અહીં કરે છે.

**સંસાર સાગર—**

હું તો નાજુક તબીયત વાળી, મારી તબીયતને સાચવજો,
મારા મિજાજને સંભાળી, મારી તબીયતને સાચવજો.
મમ્માની માનીતી હું છું, પપ્પાને બહુ પ્યારી,
વાત કરે કોઇ ગુસ્સે થઇ તો, ધડકે છાતી મારી.
ઉઠી સવારે આઠ વાગતાં તરતજ ચા પીનારી,
લેટ થાય જો મીનીટ એક તો તબીયત જાશે મારી.

**સંસાર સાગર—**

ઘરને સંભાળી રાખતાં, વાડી જતી રહી;
લટકાળીને લોભાવતાં, લાડી જતી રહી.
સીધી સડક જાતો હતો, ત્યાં થાંભલો નડયો,
મોટર અમારા પ્રેમની, આડી જતી રહી.
જાવું હતું દાદર ઉપર, પણ ભાન ન રહ્યું,
એ મોહમાં માહીમની, ગાડી જતી રહી

**સત્તાનો મદ—**

ભારી બેડાંને હું તો નાજુકડી નાર
કેમ કરી પાણીડાં ભરાયરે ભમરીયા કુવાને કાંઠડે
ગોરી નીચી ને ઉંચા કાંઠડારે રાજ

ચડતાં કમર લચકાયરે ભમરીયા કુવાને કાંઠડે
સરકે સાલુડા નીર સીંચતારે રાજ
કોઈની નજર લાગી જાયરે........ભમરીયા
પાણી પાણી થઈ જતી એવાં પાણી ભરવા કાજ
રસીલી ના જતી

અજયધારા—

જ્યાં નથી ગરજ તલભાર સખી ત્યાં ગરજુ થઈ કાં જઈએ
છે એ જીવન આધાર એમને ઝાઝું તે શું કહીએ
અંકાય નહી અણુમુલ સ્નેહનાં મુલ કદી આ રીતે
સજની નવીન કોઈ રીત શીખવશે આજ પ્રિતમજી પ્રીતે—
જળ સરીતાનાં જેમ રત્નાકરમાં ભળી થાય છે ખારાં
અમે ભળ્યાં તમોમાં એજ પ્રકારે નથી લેશ પણ ન્યારાં
છે એજ સ્નેહ ત્યાં માન અને અપમાન તણી શી પરવા
યાચો ક્ષમાના દાન કરો રસ પાન કલહ પરીહરવા.

અજયધારા—

આ ગામમાં તે શ્યે રહેવાયરે, મારૂં નામ પાડયું છે
સંતુ રંગીલી

પહેરી ઓઢી ફરવું અમને ગમે છે
હાથ જોડી ભાઈ બ્હેન મુજને નમે છે
પીટ્યાં અદેખાં દેખીને બળી જાયરે—આ ગામમાં
દુનિઆથી ડરતી નહીં પરમેશ્વરથી ડર
ધર્મ નીતી સંભાળીને કરતી હોય તે કર
રાખતા હિંમત શું થાઓ હઠીલી—મારૂં નામ,
ભલેને લોક કહેતા કે સંતુ રંગીલી......................
હુંબી તને કહું છું કે સંતુ રંગીલી.

ગરીબની હાય !— [ગરીબી અને અમીરી]

ગરીબી હાય જે જાણે ન ગદ મ્હોટાઈમાં મ્હાલે,
પ્રભુને ઓળખી ચાલે અમીરો હો તો એવા હો !
નિયમ પરમેશના પાળે મળે એમાંજ મન વાળે,
સુખી સાદું જીવન ગાળે ગરીબો હો તો એવા હો !
પ્રભુના નામ પર પ્યારી કરે કુરબાન શ્રી સારી,
છતાંયે હોય સંસારી ફકીરો હો તો એવા હો !
પ્રીતમ સંતોષથી રાખે મુખે અપશબ્દ ના ભાખે,
ભરોસો રામ પર રાખે ભિખારી હો તો એવા હો !
કરૂણામય સુણી કહાણી ભરે જે આંખમાં પાણી,
સખાવતની કરે લ્હાણી દિલાવર હો તો એવા હો !

રણ ગર્જના: કોમીક (આ ધ્યાનમાં લેવા જોગ છે)

હું તો કાગળ લખી લખી થાકી, પિયુજીને પરવા નથી.
ગયા પરદેશે એકલડી રાખી, પિયુજીને પરવા નથી.
આવ્યો શિયાળો ને વાયે છે વાયરા,
દિલડામાં હાય લાગી ડરવા; પિયુજીને પરવા નથી.
આવ્યો ઉનાળો ને કોયલડી બોલે.
છાનું છાનું લાગી રડવા, પિયુજીને પરવા નથી.
છલક્યાં સરોવર ને હું તો સુકાણી !
ચોમાસું જોઇ લાગી બળવા, પિયુજીને પરવા નથી–હું.

**રણગર્જના:** કોમીક (પહેલા પ્યારની લુંટ)

લૂંટો તો લૂંટાજો પહેલા પ્યારમાં;
બે ઘડી તો થાજો ઘેલાં પ્યારમાં,
જીંદગી જોબન બધાં કુરબાન છે;
જાદુગરી આંખલડીના મારમાં—લૂંટો.
દિલડાંને હારવામાં છે મજા;
હૈયાં....જ્યાં ભીંજે આ ધારમાં,
કટારી છે નયન ઘાવો, ભમર વાંકી તો ખંજર છે,
બધા ઘાવો સહન કરવાને, સામે પ્રેમી અંતર છે;
નથી ધનવાન આ પ્રેમી, હૃદય પ્રેમી તો નિર્ધન છે.
અહીં તલ્વાર પ્રેમીની, અહીં પ્રેમીની ગરદન છે.-જીંદગી.

**રણગર્જના:** કવાલી. (જોબન રસ).

દિલડાંનાં દરદો દોહ્યલાં, કોઈ ઘાયલથી સમજાય,
જે દિલ વગરનાં હોય એને કેમ કરી સમજાય?
પરણી આવી સાસરીએ, મારો પિયુ ગયો પરદેશ રે!
જઈ કહીએ કોને વેદના, અમે રહીએ બાગે વેશ રે!
જોબન રસ છલકાય ને મારે હૈયે કૈં કૈં થાય-દિલડાં.

**રણગર્જના:** (પ્રીતિનો ઘાવ)

પ્રીતિના ઘાવે, જે છે ઘવાયાં,
એને વચન કેરો માર, કોઈ આમ ન મારો!
દિલડાંનાં ડંખે, જે છે દુભાયાં,
જીભેથી ઝેરીલી કટાર, કોઈ આમ ન મારો-પ્રીતિ

તરસ્યાં પાણી વિણ તલસે,
બિન્દુજળ કોઇ ન વરસે.
તરસ્યાંની હાંસી કરશો, મરેલાને આમ ન મારો–પ્રીતિ

**રણગર્જના:** ગાયન—(પ્રેમની પીચકારી)

યમુના કે તીર મત જઇઓ,
આજ કોઇ યમુના કે તીર મત જઇઓ
વ્હાંયે ખડા હય કૃષ્ણ કનૈયો–આજ કોઇ
ભર પીચકારી, તનપર ડારે;
લાજ શરમ કછુ મનમેં ન ધારે.
જાકે જશોદાસે કહીઓ—આજ કોઇ

**રણગર્જના:** ભજન—(વાવે તેવું લણે)

પાક દાનત રાખતાં, રાજી થનારો રામ છે,
શાણા તમે સમજી જજો, લ્યો મુખ્ય મુદ્દો આમ છે,
સ્નેહી જનોને છે જે જે ગોપાળ,
સાચી જ્યાં દાનત ત્યાં પડતા પોકાર.
વાવે તેવું લણે, કરે તેવું ભરે,
કરે છે વેદ પુરાણ પોકાર—
રામ નામની, ભજન ધુનમાં,
ભાઇ મેઘજી, ઘર કડતાળ,
ખેમરાજ આ ખરૂં કહે છે, ગરૂડે ચડશે ગિરધરલાલ.

**મરદના ઘા:** કોમીક-(આ વિચારવાની વાત છે)

કહો ભાઈ કયાંથી શાન્તિ વળે.
જીવલડો રાત દિવસ બહુ બળે.
કરમનો વાંઢ઼પો કયમ ટળે....કહો.

જમણે હાથે નીંદણું ત્યારે જમના સામી મળે,
ચોટે જાતાં ચંદન મળતી ચાર આંખડી ઢળે.
આણા ગામમાં સૌ પરણેલાં જોઇને કાળજું બળે....કહો.
એળે જતો અવતાર કહો કોઈ ક્યાંથી મનડું વળે,
લટકાળી કોઇ લક્ષણવંતી જોઈને ચિતડું ચળે,
પાડોશીને બારબાયડી અમને એક ન મળે....કહો.

**મરદના ઘા:** કોમીઃ—(દેવલાનું રાજ્ય)

દુબળી પડીરે હું તો દુબળી પડી.
આ દેવલાના દુઃખમાં દુબળી પડી.
ખોટું ના બોલ તું તો ખોટું ના બોલ.
મારી ઓરમાન બાયડી ખોટું ના બોલ.
દખ્ખણ છોડી દેવલા, આવી તારે દેશ,
પણ તું તો માથાનો મળ્યો લફંગો મારો વેશ.
મ્હેણાં ઓછાં મારતું હાંશે હેઠી બેસ,
લાંગળ ભૂંડી તું મળી છાપર પગલી બેસ.

**મરદના ઘા:** (ગંભીર મામલો)

જ્યાં જીંદગીમાં રસ નહીં, ધંધામહીં કંઈ કસ નહીં.
ભાઇ ભાભી વશ નહીં, વૈરી તરફથી જશ નહીં.
મામલો ગંભીર જ્યાં શું કામનું એ ગામ છે,
નાસી જવું અહીંથી હવે મર્દાઈ એનું નામ છે,
મારવાડ જોયાના કોડ મોહનજી મારવાડ જાશું
ઝાઝી માથાફોડ છોડ ઓ દેવકી પાંજરે પુરાશું,
મારવાડ જાશું ને માતેલાં થાશું બાટીને દાળ ખુબ ખાશું,
મારવાડ જાશું તો ભૂખ ભેગા થાશું,

**એ કોનો વાંક—**

આશા અમોને નચાવે અભાગી આશા અમોને નચાવે,
ગરીબ આશા બન્ને, બેનડીઓ હિંચોળે હિંચકાવે.
આશા નીરાશાના પાંસા જોયા, વેચાયા એક ભાવે—આશા
કુડાં કામો કરવા અમને આશા અરે લલચાવે,
ધન હરવાના જુઠા ધંધા, આશા સહુને કરાવે—અભાગી

**એ કોનો વાંક—**

કરણી ભલી મજાની કુળવાનની નીશાની,
નથી રૂપ કે જુવાની પહેચાન પાત્રતા ની
ધન માલ કે પ્રભુતા તેમાં નથી મહત્તા
તુલના મહાનતાની સદગુણથી થવાની
ઉત્તમ તણે કપાળે નથી છાપ ઉચ્ચતાની
ચારીત્ર શુધ્ધ ઉંચુ છે એજ ખાનદાની.—કરણી

**એ કોનો વાંક—**

ક્યાં ચાલ્યાં ઓ કાકા નહી દઉં જાવા,
મસાણમાંથી ઉઠી આવ્યો મફત મલીદા ખાવા
સુના આ સંસારે મુજને કોણ દિલાસા દેશે
કાકી તારી ઉભી આંગણે છાજીયાં તારા લેશે.
કાકા વિયોગે તારા મરીશ હું તો ઝુરી ઝુરી
કોનેસ્ટેબલનો કાન પકડી તારી ભરીશ જુરી
ગોળ ને પાણીએ નાઈ ક્રીયા કરજો પુરી.
તે દહાડે તો દીકરા ખાશુ લાડુ પુરી....ક્યાં

**એ કોનો વાંક—**

ચુંબન વિણુ તો સ્નેહ ન જામે જુઓ જગતના ખેલ,
ચુંબનના ચટકે ધોવાયા, સ્નેહી મનના મેલ....તમે
હારે જ્યારે વદતા વાણી, આંખ આંખ હંસીલે લ્હાણી.
દિલથી દિલફઆવી કહેતું કંઇ કંઇ કીસ્સા કહાણી.
વસમી વાતો એ મુશ્કેલ, સમજવી નથી અન્યને સહેલ.
પશુ પક્ષીઓ જુવો બીચારા વાણી વીણુ વીચરે દુખીયારા.
સ્નેહ ઉમળકો મોન્ય વ્રતીએ, સમાવે ચુબન દવારા.
નિર્મળ સ્નેહતણી એ વેલ પોશવી ચુંબમથી કરી પહેલ. ચું૦

**માતૃભુમી—** (આઝાદીકી તમન્ના)

અપને બતન ખાતીર.... મરના મુઝે શીખા દો.
આઝાદીકી તમન્ના... ધરના મુઝે શીખા દો.
હૈ હિન્દ દેશ મેરા.... મૈં હિન્દકા હું બેટા,
જાને નિસાર ઉસ પર....કરના મુઝે શીખા દો.
પૈદા હુવા યહાં મૈં.... મરના મુઝે યહાં હૈ,
તબ આજ મૃત્યસે ના....ડરના મુઝે શીખા દો.
જીવન બના હૈ ઝેરી.... અબ કયોં કરૂં મૈં દેરી,
કુરબાન જાન મેરી.... કરના મુઝે શીખા દો.

**માતૃભુમી—** (હિંદુ મુસ્લીમ ઐકયતા)

એક પ્રભુના પુત્ર આપણે હિંદુ મુસલમાન
ગણાએ ભારતના સંતાન
જુદા નથી મંદીર મસ્જીદો, એકજ વેદ કુરાન,
અલ્લાહને ઇશ્વર નામ જુદાં છે. એક રામ રહેમાન....ભારતના

જ્યાંથી હિંદુ અવીયાં, ત્યાંથી મુસલમાન;
કોઇ ગીતાને માનતા, કોઈ પઢે કુરાન.
કોઇ પાક ઝમઝમ ગણે, કોઈ ગંગા–સ્નાન;
કોઇ ચિતામાં બાળતા, કોઈ દાટે કબરસ્તાન
એક માટીમાં મળવાના સહુ, દફન કોઈ જાય સ્મશાન
અલગ ગલી પણ રસ્તો એકજ આત્મા સર્વ સમાન....ગણાએ

**માતૃભુમી—** [ભારતનું ભાવિ]

એ દિન કયારે આવશે ?

ગૌરવહીણાં આ હિન્દીઓ....ગૌરવ ગયાં ઝળકાવીને,
એ શૌર્ય ને શમશેર એ....પાછાં પૂરી ચળકાવશે....એ
પ્રભુતા ગુમાવીને પડયાં....પરતંત્રતાને પીંજરે,
સ્વતંત્રતાની ગર્જના કયારે....સિંહ એ ગર્જાવશે ?....એ

એ દિન ત્યારે આવશે

આ હિન્દના સંતાન સહુ....ઇર્ષા કુસંપો ત્યાગશે;
અભિમાન આળસ ઉંઘ છોડી....જીવવાને જાગશે....એ
એ ગુલામી ભાવનાના .... ઘેન ઉતારી દઈ,
જાગ્રત થઇ પોતે બીજાને....જાગૃતિમાં લાવશે....એ
છોડી વિલાસી વૈભવો....તોડી ગુલામી જંજીરો,
ઇતિહાસના પાનાં યશસ્વી....એ ફરી ઉથલાવશે....એ

**માતૃભુમી—** [ સાચી શૂરવીરતા ]

મારો નહિ પણ મરી બતાવો ખરી મહત્તા એમાં રહી છે,
બોલો નહિ પણ કરી બતાવો ખરી તો વીરતા એમાં કહી છે.
શસ્ત્રોની સ્હામે શસ્ત્રો ઉઠાવો....એમાં તમે શું નવું શીખવશો ?

હિંમતથી ગરદન ધરી બતાવો....ખરી જીગર તો એમાં રહી છે.
દુશ્મનનાં હૈયાં દુશ્મન બનીને....દમનથી જીત્યાં એમાં થયું શું?
પ્રેમેથી જીતીને દોસ્ત બનાવો....ખરી ખુબી તો એમાં રહી છે.

**ગરીબની હાય !—** (દીનના આંસુ)

આંસુ અમારા દીનના લૂછનાર આજે કોણ છે?
ભૂખ્યા જમ્યા એ પ્રશ્ન પૂછનાર અમને કોણ છે?
તરસે મરી જઈએ અમે પાનાર કો પાણી નથી,
મીઠી જીભે બોલાવનારૂં કહો અમોને કોણ છે?
શુ....શુ તિરસ્કારે બધા....પણ દાદ કો દેતું નથી,
'રે આવ' સરખો શબ્દ પણ કહેનાર અમને કોણ છે?
રડનાર પર હસનાર આજે લાખ દુનિયામાં હશે,
રડનારની સાથે રડે પણ એક એવો કોણ છે?

**ગરીબની હાય !—** (પૈસાની બલિહારી)

જ્યાં જ્યાં જુઓ ત્યાં આજે રે....પૈસાની બોલબાલા.
પૈસે ગુલામી કરતા....પૈસે સલામો ભરતા,
પૈસેથી લોક ડરતા રે....પૈસાની બોલ બાલા....જ્યાં
પૈસેથી જ્ઞાની થાતાં....પૈસેથી માન પાતા,
પૈસેથી સહુ પૂજાતા રે....પૈસાની બોલ બાલા....જ્યાં
પૈસો કરે શ્રીમંતો....પૈસો કરે ધીમંતો,
પૈસાથી કીર્તિવંતો રે....પૈસાની બોલ બાલા....જ્યાં
પાપો કરાવે પૈસો....પાપો છુપાવે પૈસો,
પરમાત્માય પૈસો રે....પૈસાની બોલ બાલા....જ્યાં

તારણુહાર—

અજાણ્યા તે સ્નેહ કેમ કરીએ સાહેલી
અણુજાણ્યા તે પંથ કેમ જઇએ—સખી.
પ્રીત સાગરનાં વારી છે ઉંડાં સાહેલી
જોઇ જોઇને વિચારી પાય ધરીએ—સખી.
ભેદ કંચન કથીર તણા જાણી લઇએ
નહીં ઉજળાંને દુધ સખી માની લઇએ
હૃદય પરખે કે હૃદય અમે અર્પી દઇએ
નયન નીરખી પીછાણું પ્રાણ વારી જઇએ.
નહીં પ્રેમના બજાર આ સંસારમાં સાહેલી
હૃદય રત્નના વેપાર કેમ કરીયે—સખી.
મળે સાચા ઉરહાર પછી શાના વિચાર
અહીં સાચા ભવતાર પાર તરીએ—સખી.

તારણુહાર—

પુછી જો જગતના ધનવાનોને પૈસા કયાંથી આવ્યા
કાળા ધોળાં કૈંક કરીને કૈંના માલ પચાવ્યા
કરી ઉચાપત માલ બીજાના આખેર કોઇ નવ ફાવ્યા
માળાના મુગગા જાતામાં કૈંક પૂરે હડકાયા
બાગબગીચા કૈંક બંગલા પૈસાથી બંધાયા
સત્ય નિતિની ભલી ઝુંપડી જ્યાં ઇશ્વરની છાયા

તારણુહાર—

અજબ રત્ન એક આપું ન આપું કહો આપું
તો—એને છુપું રાખશો ?

રત્ન મોંઘુ જો હોય એ તમારૂં હા'–તમને બહુજ
પ્યારૂ તમારૂ ગણીને તમે રાખશો.
વાટ ઘાટે એ રત્ન કાંઈ મળતાં નથી,
અમે જુઠી લાલચ જોઇ ઢળતાં નથી
જો! જો! કલ્પવૃક્ષ રોજ રોજ ફળતાં નથી
પ્રાણુ સાટે સ્વીકાર રાજ સુંદર ઉપકાર
ગણું પ્રાણુથી અધિક પ્રાણુ માનશો.

તારણુહાર—
નંદનવન સમદેશ આ જેનાથી સોહાય
ભારત રમણી આજ તે ચરણુ તળે છુંદાય
જગતનાં આંસુ લ્હોનારાં લુછો અબળા તણાં આંસુ
વહે છે આજ ચોધારા લુંછો અબળા તણાં આંસુ
તમારા દેશની લક્ષ્મી તમારૂં તેજને ગૌરવ
અરે સન્માન ચાહનારા લુંછો અબળા તણાં આંસુ
નથી એ અશ્રુનાં બિંદુ ભર્યાં છે બિંદુમાં સાગર
જશે આ દેશ પાતાળે લુંછો અબળા તણાં આંસુ

તારણુહાર—
દિવાના પ્રેમના પંથી પ્રિતીના પંથ જાશો ના
સુધા માની એ વિષ પ્યાલા પીશો કે કોને પાશો ના
કીનારા નહીં જડે શોધ્યા વિષમ વમળે ભમી મરશો
એ સાગરના અતલ તલમાં હૃદયને કોઈ ખોશો ના
દિવસને રાત રોવામાં નયનમાં નીર ના રહેશે.
અરે છે પ્રેમ દાવાનળ વિમળ જ્યોતિને જોશો ના.

તારણુહાર—

દેખાદેખી કરવા જાય, એના ઢેડ ફજેતા થાય,
આખર ઇજ્જત લીલામ આવી થાય છે.
ભલે હંસ થવા જાય નકલ અસલ ભૂલી જાય
આખર બગલા તે બગલા કહેવાય છે.
હે ! વાંદરચાળા બહુ કરીએ, ફોગટ હાંસી થાય;
ભુલ્યા ત્યાંથી સમજો વ્હાલા
સોળે સજે શણગાર સંખણી, પદમણી ના થવાય,
ભુલ્યા ત્યાંથી સમજો વ્હાલી હવે છોડ લવારી છોડ.

તારણવાર—

આ દેશ તમારો શ્રેષ્ઠ સર્વથી નર રત્નોની ખાણ
પરતંત્ર બન્યો છે આજ કુસંપે ખોઇ રહ્યા સન્માન
ધ્યારે ઓ ભારતનાં સંતાન.
ઉઠો કેસરી માતૃભૂમી માગે છે બલિદાન
સ્વમાન હોય જો અંતરમાં પ્રાણ કરો કુરબાન—અરે ઓ.
વૈભવ ગયાને ગઇ વિભુતી ગયો દેશ અભિમાન.
ગૌરવ ગયો વિલાસ ગયા નહીં છોડો વ્યર્થ ગુમાન.

વીરભુષણ—

થયા લાખો સંગ્રામ નામ માટે, ધરણી ને ધામ માટે,
એની વાતો વીરત્વના વિલાસ.
કોઇક રાજવૈભવના લોભે લોભાઈને,
કોઇક લડયા રૂપ મોહિનીમાં લપટાઇને,

કોઈકજ ઝુઝયા સ્વમાન માટે, દેશાભિમાન માટે,
અમરકીર્તિના જેને અભિલાષ....
કોઇએ જય મેળવ્યા બીજાના સંહારથી,
કોઇના જય આત્મના અનેરા ઉપહારથી,
સ્વાતંત્ર્ય ધર્મ માટે કે પુણ્ય કર્મ માટે,
જેની ખ્યાતિ એ સાચા ઇતિહાસ....

વીર ભુષણ—

પડજો સંસારમાં વિચારી, પરણુશો ના કદી નારી.
રહેજો ભલે બ્રહ્મચારી, પરણુશો ના કદી નારી.
ભૂંડી કો ભારજાથી પડતાં પનારાં જીંદગી જઇએ હારી;
કોઇને કહીએ તો થાય ફજેતા રહેવું સદા મન મારી–પરણુશો
નિર્લજ નગુણી જાતિ નરોની એથી નિંદાય છે નારી;
પોતાનો વાંક તો જરીયે ન જોતા અબળાને પાડે ઉતારી
પુરૂષની જાત છે નઠારી....પરણુશો.

વીર ભુષણ—

કોઇ કહેશે કે જુવાની કયાં ગઇ!
મહભરેલી જીંદગાની કયાં ગઈ!
ગર્વથી કહેવા થશે આનંદમાં ઉલ્લાસમાં,
રાગના અનુરાગમાં કે પ્રેમના અભ્યાસમાં,
ના ખબર યુવા હિવાની કયાં ગઈ!
આવશે જ્યારે બુઢાપો કાય ડગમગ ડોલશે;
ભોગવ્યું જો નહીં હશે તો ત્યારે પસ્તાવો થશે.
ખોળશું ઝુકી ગુમાની કયાં ગઈ!

વીર ભુષણ—

જોતાં ઉપજે છે મોહ; મળતાં મતિ ભમાવે,
અંગે ધરતા એજ ગર્વ અતિ ઉપજાવે.
અમે સર્વથી શ્રેષ્ટ એજ વિચારો આવે,
કદી શોભશે દેહ; મનને નહિ શોભાવે.
આ ઝળહળના કાંકરા શોભા નહિ પણ ભાર છે,
સદ્‌ગુણુ સેવા ભાવના એ સાચા શણગાર છે.
કામ ન આવે કંઈ છતાં આ દુનીયા અંજાય છે.
મણિ મુકતાના મોહમાં ઘોર કુકર્મો થાય છે.

વીર ભુષણુ—

વાયા વીરત્વના વાયરા રે! હવે થઈને અધીર;
રમણી રણુ જીતવા નીસરી.
કોમળ હૈયાંને એનાં કુમળાં શરીર...............રમણી.
જાગ્યા ઉજાસ એના અંતરના બારણે,
માતૃભૂમિની ભીડ ભાગવાના કારણે,
કેસરીયાં કાળજાં ને કેસરીયાં ચીર...............રમણી.

વીર ભુષણુ—

સજની રે! મને વાગી કાંકરી,
નાની હું પનિહારી, નફ્ટ એ વિહારી,
હું તો હારી નજર સમ લાગી કાંકરી........સજની.
કાંકરી નહિં એ મોહબાણુ છે પીડા ઘણુ માગી,
ઘટપર તાકી હૃદયપર વાગી કાંકરી અનુરાગી....મને.

શૃંગાર ગોપી કૃષ્ણુના જુના થયા છે કયારના,
તરસ્યા નવિન રસના અમે ભેગી નવિન શૃંગારના.
શૃંગાર રાધાકૃષ્ણુના વેશ્યાઓથી જે સાંભળે;
તેને ખરા શૃંગારની સમજણુ કહો કયાંથી મળે !....સજની.

**વીર ભુષણુ—**

આ સંસાર અજબ ઘટમાળ,
સૌ સૌના છે પંથ નિરાળા સૌના જુદા હાલ.
કોઈ શક્તિથી, કોઇ યુકિતથી, કોઇ બુદ્ધિ ને કપટકળાથી.
ચલવે છે વહેવાર........
સર્પ મરે લાઠી નવ તૂટે એ યુક્તિની જાળ....આ સંસાર.
એકના બુરામહીં ભલું બીજાનું થાય,
રવિ જો આથમે તો ચંદ્રથી ઉગી શકાય.
ભલાઈ ને ભૂંડાઇમાં વિધિ તણો એ ન્યાય !
એ ન્યાયે કોઈનું શું થાશે એની શી જંજાળ !
શીખવી સ્વારથની સંભાળ... આ સંસાર.

**વીર ભુષણુ—**

પાપી જનો પહેલાં હસે ને આખરે પસ્તાય છે,
અનુભવ વિના માને નહીં એ માનવીનો ન્યાય છે.
લાખ ઉપદેશો છતાં જે સત્ય ના સમજાય છે,
કુદરત તણી છક્કડ પડે ત્યાં આંખ ખુલ્લી થાય છે.

**વીર ભુષણુ—**

નિઃસાસા કોઇના નવ લઇએ.
દીલ પ્રભુનાં દીધેલ ગણીને દીલને છેહ ન દઇએ

સાગર નદીઓ પાછી વાળે, તોએ જળ ક્યાં જાશે !
વૃક્ષ આશરો આપે નહિ, તો વેલીનું શું થાશે
એ કરૂણા નહિં ઉપજે તેને, કેમ દયાળુ કહીએ....
પાંખ પંખીની કાપી નાંખી પછી ઉડવા કહેવું !
કોઈના દીલમાં દવ સળગાવી પછી જીવવા દેવું.
આ જીવનથી મોત ભલું એ સમજાવા ક્યાં જઈએ.

**સ્વામી ભકતી—**

દુનીયા આપે જેને માન દરબારીનાં ઉંચાં સ્થાન,
રાજ્યનું એને હાથ સુકાન.
યુક્તિથી નિર્ણય કરનારા સ્વદેશનું નિશાન,
સૈનિક કરતાં દરબારી છે શ્રેષ્ઠ અને શ્રીમાન.
દેશ ભકત છે શૂર સિપાઈ કર્મવીર બળવાન,
સ્વામિની સેવામાં સૈનિક જાન કરે કુરબાન.

**સ્વામી ભકતી—**

વાગી જાશે આ નૈન કટારી
મારી સામે ન જોશો (૨)—વાગી.
જાસુસી કરનારી આછે ઘરવાળી મારી
કેવી તેજી તલવાર છે બેધારી
આ મનહરનારી—વાગી.
જોશો તો જખમી થશો, ઘાવ નહિ રૂઝાય;
એ ઘાને રૂઝાવવા, નથી કોઈ ઉપાય
વસમા એના ઘાવ છે, વસમી એની ધાર;
આરપાર ઉતરી ગઈ, તારી નૈન કટાર.

સ્વામી ભક્તી—

કાળી કાળી આ જોઇ ભમ્મર તારી તમ્મર આવે
ને આંખો ઘેરાય છે.
ઢાળી ઢાળી આંખલડી મદભર ઢાળી
મારી ખીલતી જુવાની ઉભરાય છે.
કામણગારા આ કાળજાં કોરાય છે.
ઘેલાં ઘેલાં હૈયાં હરખાય છે,
તારી બોલીનાં બાણુ વાગી જાય છે. હાય—
અજબ મોહિની આંખમાં, ચતુરા ચિત્તની ચોર;
સોંપી તારા હાથમાં, મારા દિલની દોર;
અડશોમા આઘા રહો, વ્હાલા લ્હેરી લાલ;
સોંઘો ને સફરો નથી, આ છે મોંઘો માલ—

સ્વામી ભક્તી—

સુરમા આંખોકા અંજન બેચું દાંતોકા મંજન;
સુરમા સચ્ચે મોતીયોંકા મંજન ખુશબોદાર
ખરીદલોયે સુરમા મેરા શોકીનકે સરદાર

× × × ×

લાયા બડીયા માલ ઈસ્કા નામ મુલક મશહુર
શોકીન સુરમા વાલા મેરા ગામ હય સોલાપુર

× × × ×

અંજલ કરલે આંખોમેં બુઢ્ઢા હો નૌજવાન
અંધાહો ફીર ભી વોહ યહાંસે દેખે અરબસ્તાન

શાલિવાહન—

મીઠી નજરના તરસ્યાના તરસ્યા બની રહેજો,
સિંધુ તમે તો બિંદુ સમ અમને ગણી લેજો.
છે સાગર હૃદય તમારાં, ત્યાં શાં અભિમાન અમારાં,
નિભાવજો સરણાંગત જાણી દોષ સહી લેજો.
જીવન તમારે ચરણે આત્મા તમારે શરણે,
મમ આત્મ તણા પરમાત્મ બનીને અંતરમાં રહેજો:—

શાલિવાહન—

પકડો (૨) સિપાઈઓ, ચોર શેઠને શેઠાણી,
પકડી જકડી બાંધો તાણી, લુચ્ચો દેવી મંદીરમાંનો ચોર છે.
તમે સાંભળો કોટવાળ અમો વાણીયાના બાળ,
ચોરી કરીએ ના લગાર, ખોટો માંડયો આ શોરબકોર છે.
આવી આફત અમારી ચારે કોર છે.
મારૂ સ્વપ્નું કેવું સાચું, તેમાં જરાય છે ના કાચું,
બાળ બાળ તારૂં ડાચું, આતો જીવતા જમડાનું ભારે જોર છે.

માયાના રંગ—

બાઈરે, મારા મનડાની મનમાં સમાય
મારી ખીલતી જુવાની એળે જાય
મારૂં હૈયું સરદાર એ છે કેવળ ગમાર
ફુલી ફાલી વસંત વહી જાય
એના વહેમનો ન પાર રોજ સળગે સંસાર
વાત આતે કહો કોને કહેવાય
મારૂં કોમળ કાળજડું કપાય—બાઈરે.

શાલિવાહન—

માગું તમારી માયા, કાયા હશે ત્યાં છાયા,
સ્વામીન્ તમારે ચરણે, વૈભવ બધા શમાયા.
જગની તમે વિભૂતિ, વિભૂતિ હું તમારી સ્વામી,
મારા અને તમારા, યોગો અમર લખાયા.
વૈભવ બીજાને આપે, કષ્ટો બીજાનાં કાપે,
પરમાર્થે પ્રાણ ત્યાગે, ત્યાગી ખરા ગણાયા.
દીન રાત જેણે જાગી, સેવા જગતની સાધી,
પ્રભુતા ભર્યા એ જીવો, જગમાં પ્રભુ મનાયા—માગું.

માયાના રંગ—

રોજ રોજ રસીયાની વાટ જોઈ થાકી,
મારા સ્નેહના નિવાસ લાગે સૂના સૂના.
અર્ધી જુવાની વહી ચાલી મારી ખાલી,
મને વિશ્વના વિલાસ લાગે સૂના સૂના,
કોઈકને વસંત કોઈકને વર્ષા સોહામણી.
કોઈને તો શરદ કેરી રાતડી રળીઆમણી.
કેવળ અળખામણી જીંદગી આ નામની,
મારો તો બારે માસ સૂના સૂના.

માયાના રંગ—

પ્રેમ તણી પોથી મહીં થયો રજીસ્ટર પ્યાર.
નરમ ગરમ બનતાં રહો, સુખી રહો સંસાર.
વહેમ જતાં સુધર્યો સંસાર, હનીમુન કરીએ જઇ ગીરનાર,
બે ઘોડા બે ગાડી તૈયાર, એકંદર નંબર છે ચાર.

પ્રેમ તમારો રહો એ તાલ રક્ષા કરજો ખેતરપાળ.
ડ્રાઈવર મજાનો જોઇ મેલ આ દિવાની થઇ.
તો નાનકડા ગાર્ડને આ એક્સપ્રેસ મોહી,
મેદાન થયું સારૂ આ ચારે બલાએ ગઇ,
આભાર ખાના સાથ અમે રહીશું સુખે અહીં.

**માયાના રંગ—**

ભૂલે ચુકે થશો ના કોઇ નારીના દીવાના,
જીતવા જીગર તમારૂં કરશે અનેક વાના.
મારી છબી તમોને તેની છબી અમોને,
ઘાયલ ત્રીજાને કરતી ચોથાને પત્ર છાના.
ફાવ્યા નહિ દીવાના ફાવ્યા ન કોઇ શાણા,
પ્રેમે થયા જે પાગલ આખર મુકામ થાણા.

**પ્રેમ વિજય—**

સાહ્યબા સડકો બંધાવ માંડળગઢ જાવુ
સોનેરી રથડા મંગાવ........................
મખમલ કીનખાબ તણાં ગાદલાં બીછાવી,
માંહી અત્તરનાં છાંટણાં છંટાવ........
કચ્છી ઘોડાની જોડ જોડી અલબેલડી,
પ્યારીને પ્રીતે પધરાવ........................
પચરંગ પાઘ તમે પહેરો પ્રીતમજી,
શીર પેચે કલગી લગાવ.....................
હળવે હાથે તે રથ હાંકો નાવલીયાં,
નાનકડી નારી રીઝાવ........................

## પ્રેમ વિજય—

મનોહર પીનસ્તન પરથી સરકશે અલિ અંચલ,
રસિકની આંખડી જોશે પલક ભર એ થશે ચંચલ.
રસિક શૃંગારની મસ્તી, નથી આ વિશ્વમાં સસ્તી,
નકામા શબ્દ બાણોથી સતાવો ના હૃદય કોમલ.
અલક લટ ઝુલતી ગાલે, નયનમાં નાચતાં ખંજન,
નીરખશે કો રસિક વર તો પલકમાં એ થશે ઘાયલ.
રસિક ઉરમાં પુરાયાંના, અધર રસમાં ભીંજાયાંના,
ઘવાયાંના નયનશરથી બીજાને શું કરે ઘાયલ.

## પ્રેમ વિજય—

દીલ ખોલ અલી જરી જોતો ખરી,
તારા સ્વપ્ન વિહારી એ શ્યામ રહ્યા;
હૂર જાઓ જરી શરમાઓ અલી,
મારા શ્યામને કેમ સતાવી રહ્યાં.
સખી નાથના નેહ છુપાય નહિ,
રસ પાન પ્રકાશમાં થાય નહિ;
રસ પાન સુખેથી કરાવ સખી,
તારા શ્યામલ ગૌર કિશોર રહ્યા.
અલી જો જે તરસ રહી જાય નહીં,
રસીયાં રસ પાને ધરાય નહીં;
ભુજ બંધ પ્રીતેથી ભરાવ અલી,
મન મંદિરના તારા મોર રહ્યા.

મરદના ઘા—

ડંખ ઝેરી હૈડામાં વાગે એને તે સખી કોણ પરણે,
ઘેન કારમાં ચડે ને પીડા જાગે એને તે સખી કો પરણે,
કાળા શા નાગ બાઇ એની શી પ્રિત,
કેમ રજની રમાએ એથી રંગે ?
કાંચન વરણી તે બાઇ કાયા કરમાય,
વળી કાળાં થઇએ તે અંગ અંગે.
એને તે સખી કોણ પરણે !

મરદના ઘા—

ગૃહસ્થાશ્રમનું પ્રથમ પગથીયું લગ્ન થકી મંડાય;
એ પગલે જે પંથ ભૂલે તે જીવન ભર પસ્તાય.
પારસમણિ સમ કોમલ રમણી,
જીવન બગાડે પથ્થર પરણી.
પારસમણિનો સ્પર્શ થતામાં પત્થર પારસ થાય,
સાવિત્રી સમવૃત ધરે જે, દ્રોપદી કેરાં કષ્ટ સહેજે;
વીરનરની એ બને જનેતા એ જનની કહેવાય—ગૃહસ્થા.

મરદના ઘા—

રીસાવામાં રસિકતા શી રીસાનારાં રસિક જાણે,
રસીલીને મનાવામાં મઝા મીઠી રસિક માણે.
નથી પરવા પ્રિતમને જ્યાં વગર માને મનાવાં શાં,
રસિક તે શું રીસાવું શું, અરે મારી બલા જાણે.
વિયોગી નેત્રથી અશ્રુ સરી પડતાં કપોલો પર,
મઝા એ ચુમવામાં શી, ચુંમેલા હોય તે જાણે.

**મરદના ઘા—**

દેશ ફરી પરદેશ ફરી લાવું લંકાની લાડી,
જાણે માતેલી પાડી,
ખભે કોથળો, દેશ મોકળો, લઈ આવો લટકાળી,
પછી હોય લુલી કે બાડી.
કરમકુટયાને કોણ કપાળે દેશે ઉનો ડામ,
લઇ આવું કોઇ ચટકચાંદની ભરશો તમે સલામ,
મરદાઇ એનું નામ, મયારામ દેવારામ.
વરઘોડામાં વરઝોળા તું કરતો રખે અનાડી.
જોશો ત્યારે રોશો લાડા લાલાજીની ગાડી.......દેશ
સૌ જોશે આંખો ફાડી એવી હું લાવું લાડી.

**અજાત શત્રુ—**

શું માગું હું શું માગું આ ટુંકી શી જીંદગીમાં શું માગુ
કલ્પના હીંડોળે ચઢે હૈયું ચકડોળે,
મીઠી મુઝવણીમાં રજની જાગું—આ.
ગગન મંડલના તારા ચુંટાવો
સાત સાત સાગરનાં રત્નો મંગાવો
સાલુડે ભરાવો રાજ એ હું માગું—આ
જગત બહુ મોટું ને આંખલડી નાની,
લાંબી આશાને રાજ ટુંકી જીંદગાની-
રાજ બ્રહ્માંડ ઉડવાને હું માગું—આ.

**અજાત શત્રુ—**

હું તો ભોળીને અજાણી બાઇ પહણીને પસ્તાણી,
અધવચ વગડે લુંટાણી, કહોને જઈ કહેવી કહાણી—
મેં જાણ્યું મનમાન્ય સાથે રમશું રજની રંગે,
આઘા પાલવ તાણી, જમશું પ્રીયતમજીની સંગે,
એણે પ્રીતલડી ન પીછાણી, મારા મનની મને સમાણી—

**અજાત શત્રુ—**

જગતના પુણ્યશાળીઓ કો પાપીને વીસરશોરના,
ક્ષમા છે પાપનાં ઔષધ હૃદયમાં રોષ ધરશોના,
ત્રિવિધના તાપથી બળતું બિચારૂં વિશ્વ કરમાતુ,
અરે ત્યાં પાપના ભારા, નકામા કોઈ ભરશોના,
પ્રહારો પ્રેમથી ખાજો છતાંયે પાપીને વ્હાજો,
અહિંસાના મધુર મંત્રો જીવન ભરમાં વિસરશોના—

**સત્તાનો મદ—**

પીયુને મળવા અમે ગયાં હતાં ત્યાં માન અમારૂં ગયું
ઓ સજની માન અમારૂં ગયું
મનમાં તો કૈક મનોરથ બાંધ્યા ધાર્યું કંઇ નવ થયું
સમય સાધી હું ગઇતી મળવા કંઇ કઇ કહેવા કંઇ સાંભળવા
વણબોલી ભાષામાં જે કંઇ કહેવાયું તે કહ્યું—અ૦
ઝાંઝર ઝમકારે ચમકાવ્યા સાન કરી કૈં સમજાવ્યા
તોય નહીં સમજ્યા નગણા ત્યાં હૈયું હાથ ન રહ્યું—અ૦
મેં ધાર્યું કે હવે રીસાવું બોલાવે તો પણ નહીં જાવું
કહે હઠીલું હૈડું કે નહીં માનું તારૂં કહ્યું—અમારૂં૦

અટંકી વીર—

સમજુ છતાં અણસમજુ થઈ અવળા કરે આચાર
એને શી રીતે સમજાવું.
સાસરિયે સંતાપ સહે છે સ્વામિના સન્નારી
નથી કંઈ અધિકાર અબળા છે લાચાર બીચારી
સેવાવૃતનાં વશીકરણથી વ્હાલાને રીઝાવું
મસ્તીખોર જો હોય મુરખ તો ધોકો લઇને ધાવું
કાનબુટ પકડાવીને એ કપુતને સમજાવું
ભૂત ભરાયું ભૂગોળનું હું ભુવો ક્યાંથી લાવું ?

અટંકી વીર—

પ્રેમનાં થઇએ પૂજારી અમને વ્હાલો પ્રેમ છે
શુદ્ધ ને સ્વર્ગીય મારી પ્રેમની શુભ નેમ છે
માબાપની આજ્ઞાનું પાલન એજ ત્હારો ધર્મ છે
છાજે નહિં આવું તને આ અવિચારી કર્મ છે
ક્ષત્રિ કન્યા ધર્મનું પાલન કરે સંસારમાં
ધર્મ બંધન તોડીને ઘેલી બને ના પ્યારમાં.

શાલિવાહન—

રસીલાં પ્રેમીના હૈડાં પ્રીતમમાં રાત દિન રમતાં,
સલુણાં શ્યામનાં સ્વપ્નાં નજરથી ના થકી ખસતાં.
પ્રીતમ જો હોય પાસે તો બધુંયે વિશ્વ પાસે છે,
વસે દુર જો નજરથી એ જગત આ શૂન્ય ભાસે છે.
અધુરા એ સવાલોના જવાબો પ્રેમીઓ ખોળે,
અજબ ઉત્તર એ પ્રશ્નોના, એ પ્રશ્નોમાં લખાયા છે:—

**વીરના વીર—**

નયનો છાના અશ્રુ સારે શાને રડતી તું ચોધારે,
વારેવારે શું સંભારે તારા દર્દી દીલડાની કહેને દવાએ કંઈ,
દર્દી દર્દીની ગત જાણે ઘાયલ વાલ્યા ઘાવ પીછાણે,
કોઇની પીડા કોઇ શું જાણે.
જગતમાં દર્દી દીલડાંની તો છે દવાઓ નહીં,
કદર નહીં દીલની જેને એને તે દીધ કાં દીધા;
જે રસ્તે લુંટાયાં બ્હેની એ રસ્તા શીદ લીધા,
વિષયમાં અમૃત ક્યાંય ન દીઠાં.
ખાલી કોમળ કાળજડાને કંપાવો નહીં,
બાઈ મીરાંને જઇને પુછો કે અતીવ્ર વિષ કેમ પીધાં;
દમયંતીને જઇને પુછો વનમાં શાં સુખ દીઠાં,
સાચી સતીનાં મેં વૃત લીધાં.
કોઈ બીચારા કુમાર દીલને સતાવો નહીં.

**વીરના વેર—**

આવી તમારે દ્વારે સંદેશ એક દેવા,
શીખવ્યા તમે જે પાઠો પાછા તમોને કહેવાં.
જે માટીમાં ઘડાયાં માનવ અમારાં,
જે માટીમાં જડાયા વીર પૂર્વજો તમારા.
તરસી બની એ માટી મમ રકત દાન લેવા,
જવાળા તમે જગાવી નિજ દેશ ભસ્મ કરવા,
બલિદાન બની એમાં વિભૂતિ શરીર ધરવા,
રણચંડીકા બનીશું રણજંગ આજ લેવા.

### વીરના વેર—

કહોને દાદા (૨) મારા સમ છે કો, ને અમોને શું વારી જવું તે
જુઓને વાંધા (૨) કહેવું શું આને પુછો મોટી માને કહેશે બધુંએ
ઠઠ્ઠા જવા દોને વ્હાલમ હું હારી હું છું તમારી,
વ્હાલી લેજો જુની ટેવો સુધારી,
દાદા કહોને કે વ્હાલી તે શું છે?
દાદા ફજેતીને ફાળે પડયા છે
સોળ વરસની સુંદરીને સ્વામી વરસે સાઠ,
ચીતા ટાંણે ચોરી ચઢતાં આવા થાતા ટાડ,
છાનોરે દાંદા જુવોને વાંધા
ધંધા અમારા અમોને નડયા છે,

### સમ્રાટ-હર્ષ—

જયાં કર્મયોગની દિવ્ય વહે છે ધારા!
ત્યાં વંદન આજ અમારાં!
જયાં આત્મ ત્યાગમાં ગાન ગીતનાં પ્યારાં;
ત્યાં વંદન આજ અમારાં!
એ રણશૂરા શસ્ત્રધરે ના, ધૈર્ય બાણુ ધરનારા;
વિશ્વ પ્રેમમાં વિશ્વ ડુબાડી, વિશ્વ વિજય કરનારા—જયાં
કર્મયોગ એ જગ સેવા છે, ત્યાગ સહુ ત્યાં ન્યારા;
કર્મવીર તેને કહેવા જે સેવક થઈ ફરનારા
જગતારીને તરનારા
ત્યાં વંદન લાખ અમારાં—જયાં

વીરના વેર—

રમે નયને રસરાજ વસે હૃદયે શીરતાજ,
ત્હોય રોજ રોજ એનું એ નામ.
ગાન હૈયે ગવાય સ્નેહ નયને લખાય,
તોય સુનાંમંદિરે વીના શ્યામ...............
રોજ રોજ અમૃત પીવાય છે સાહેલડી,
પીતાં ધરાય નહિં સ્નેહીની બેલડી.
રોજ પ્રીતે પીવાયે તોયે તૃષ્યાં રહેવાય,
સખી એ તે શું પ્રીતિનાં પાન........
રોજ રોજ ચાંદલીયા ઉગે સાહેલડી,
નીરખી રસ ધ્યાન ધરે વીરહીની બેલડી,
(રોજ) અધુરાં પીવાય ત્હોય મધુરાં જણાય.
સખી અમૃતનાં પાન એનું નામ.

વીરના વેર—

કોઇ કહોને કે કોડ બધા ક્યાંથી પુરાય (૨)
મારા મનડાની મનમાં સમાય હ્હાય થાય.
પહેરી પચરંગી સાડી તન ખીલતી ફુલવાડી,
જોઇ જોબનના માળી જીવ જાય જાય-કોઈ.
ચોરે કે ચૌટે જ્યાં જાતી વાતો મારી થાતી,
ધડકે કુણી છાતી આ કાળજુ કપાય.
કોઈની હું કાકી તો કોઇની હું મામી,
દીકરાના દીકરાની વહુથી હું નાની.
બધા મોટીમા કહે ના સ્હેવાય-કોઇ.

વીરના વેર—

મદ મોહમાં દીવાનાં સંતાન આ અમારાં;
લુંટી રહ્યા છે બીજા સન્માન એ તમારાં.
ગૌરવ ઘટયાં અમારાં કીર્તિવરી એ બીજાને;
ડુબ્યા હુતા તે તરતા ડુબી ગયા છે તારા.
મિથ્યા પ્રમાદ ત્યાગો કર્તવ્ય પંથ લાગો,
નીદ્રા તજીને જાગો જગને જગાવનાર.—

વીરના વેર—

આર્યતણુા સુધરે કહો કયાંથી જગમાં ઘર સંસાર,
સ્વાર્થ માટે દીન અબળાને મારે મુંગો માર.
કુસુમકળીના શીર પર નાખે ધગધગતા અંગાર,
વૃદ્ધ લગનના પાપે સળગે અમ સંસાર;
કહોને કયાં કરવા પોકાર.—
પાળી પોશી ગાય ગરીબડી બાંધે કસાઇના દ્વાર,
એ બાળાના માત પિતાને હુજાર છે ધિકકાર;
કરે જે લોહી તણુા વેપાર.—

વીરનાં વેર—

અમે કોને જઇને કહીએ માંકડ બહુ કરડે બહુ કરડે,
ખાટલામાં હોય તો ખંખેરીએ અને ગોદડાં નાખીએ તડકે,
અડધી રાતે એતો ભીંતેથી ઉતરીને ચડપ દઇને ચટકે,
અડધી રાતનો ઉજાગરો થયો ત્યારે ધણીને ચઢી ગઇ રીસ,
ધડંમ દઈને ધોકો માર્યો ત્યારે ભાંગી ખાટની ઈસ.

અંશાવતાર—

ધારોકે ધન ખરચી નાખ્યું અને દરજ્જો જાય
ધારોકે રૂસ્વત ખાતાં જો પાપ કદી પકડાય
શ્વસુરજી કહો પછી શું થાય !
વેન પ્રભુના રાજ્ય મહિ એ ઘર ભરવામાં સાર
પરમેશ્વરના રાજ્ય મહી છે ઘોર પાપનો ભાર
શ્વસુરજી કહો કેમ વેઠાય !
ખરી શીખામણ સમજો નહિ એ છે અક્કલની તાણ
અમ જેવા ભોળા ભાનો બેલી છે ભગવાન
શ્વસુરજી એજ અમારો ન્યાય !

અંશાવતાર—

જીંદગીએ આપણાં પુરૂષાર્થનો ઇતિહાસ છે
જે નમ્યોના કોઇને એ ગર્વ મારી પાસ છે
મહા પુરૂષો એજ જે કોઇને પગે ચાલે નહીં
પોતે રચે સૃષ્ટિ અને પોતા ઉપર વિશ્વાસ છે
જન્મ લઈને જગતમાં જો ભોગવ્યાં સુખો બધા
ડર હવે શું મોતનો જો પૂર્ણ સૌ અભિલાષ છે

અંશાવતાર—

મારો મીઠો સંસાર તોય જામે તકરાર
રોજ લડતાંને પાછાં મનાતાં અમે
એ છે મુરખ જરાક હું છું હઠીલી જરાક
નહીં કરીએ કબુલ અમે કોઈ કોઇનો ....વાંક

નમ્યુ આપે ન કોઈ ક્લેશ ક્યાંથી શમે
રોજ હારે છે એ ને મનાવે મને
માફ માગી ને અંતે રીઝાવે મને
રહે મારી સરસાઈ એજ મુજને ગમે

**વીરના વેર—**

ઓ માતૃભૂમિના સૂર્ય થયા નિસ્તેજ આજ કહો શાથી ?
સ્વાતંત્ર્ય સરોવર રાજહંસ પરતંત્ર થયા કહો ક્યાંથી ?
ગોબ્રાહ્મણના પ્રતિપાલ ઓ ક્ષાત્રપાલના બાળ
રણહાક પડી વીર ઉઠો દુંદુભી ગાજે,
ઓ દેશબંધુ કરશસ્ત્ર ધરો નિજ જન્મભૂમિને કાજે
દીન હિંદમાત ચોધાર રડી કરે અજ પોકાર
એ અશ્રૂ લુછવા બનો શિવાજી સાથી
કેમ દીલ્હીપતિના દાસ બન્યા ઓ ! ક્ષાત્રવીર ભડભાથી

**વીરના વેર—**

હળવે હળવે ડગલાં ભરજે સખી જીવન જલ છલકાય નહીં,
હૈયે મુજને કંઇ થાય સખી શું થાય બળ્યું સમજાય નહીં.
મદઘેન ચઢયાં તુજ લોચનમાં
કહે કોણ વસ્યું તનમાં મનમાં
કોઇ આવી વસ્યું મમ લોચનમાં
બળી મીટ મીટ સમાય નહીં.
જો જે અધુરી મધુરી કળી તું કોઈ ભોગી ભ્રમર
ચુંમી જાય નહીં.
રસચુમ્બન તો જીવન બંધન જીવ જાય છતાં
તુટી જાય નહીં.

સ્વામી ભકતી—

પ્રવીણ છું ચપળા ચતુર સુજાણ.
મધુરૂં બોલી મારૂં બાણ.
દરબારીની દુલ્હન હું છું દાવ પેચ રમનાર.
પ્રપંચની હું જાળ બીછાવી સપડાવું શિકાર
ખુલે ભેદ તમામ ખુશામત સાધન શ્રેષ્ઠ ગણાય.
ખુશામત ખુદાને પ્યારી ધાર્યું સર્વે થાય.

સ્વામી ભક્તી—

ભેટ આ કર કંકણોની આપને ચરણે ધરૂં,
માલિકને માટે કહો તો પ્રાણ મારો પાથરૂં,
સ્વામિ ભકિતમાં કર્યું સૌભાગ્યનું બલિદાન છે;
દેશ ભકિતનું અમારા હૃદયમાં અભિમાન છે,
પ્રાણ સાટે ધર્મ છે ના પ્રેમની પરવા કરૂં,
મુકિતનો એ માર્ગ છોડી હું નહિ પાછી ફરૂં;
કામ આવે આપને તનની ઉતારૂં ચામડી,
જીવનના શ્વાસ છેલ્લા સ્વામિ ભકિતના ભરૂં.

સ્વામી ભકતી—

આવે દાવ સોગઠી મારે બગડી બાજી જીતી જાય
બાયડાની વાતો ન્યારી.
છે સાહસ કરનારી, જેના ભેદ નહિ સમજાય;
બાયડીની પણ બલિહારી.
હોય ગમે તેવા પણ મર્દો મૂછાળા કહેવાય,

મૂછના પાણી સામે સ્ત્રીનાં પાણી ઉતરી જાય;
ભાયડાની વાતો ન્યારી.
ધાર્યું પોતાનું કરનારી નારી જાત ગણાય;
એક ચોટલાવાળીથી આખી આલમ અંજાય;
બાયડીની પણ બલીહારી.

અંશાવતાર—
પ્રેમ પંથે સહુ દાસ પ્રેમદા ના બને
ભાવ ભૂખ્યા તે ભોગ ભાવના ના બને
બ્હાર દાના તે ઘરમાં દીવાના બને
ભલે ઉપરથી ડોળ કરી શાણા બને
પ્રેમ એ ગણાય છે દીપક સમાન જ્યાં
એમાં પ્રજળવું એ પણ અભિમાન જ્યાં
રંગ લાગે તે રોગી સદાના બને
આપે સંગાથ જે આખા જીવન ભર
સુખ દુઃખમાં સાથ જે આનંદ ભર
ત્યા ન ઝુકે તે દુશ્મન પોતાના બને

અંશાવતાર—
વસમા છે પ્રણય પંથ કંથને ભરોસે
રસના સિંધુ અનંત કંથને ભરોસે
ઉંડા આકાશ અને પાંખો બંધાઈ રહી
ઉડવા અભિલાષ વંત કથને ભરોસે
જગથી અજાણ અમે સોંપ્યાં તન પ્રાણ અમે
અધરા છે જીવન ગ્રંથ કંથને ભરોસે

**પ્રેમ વિજય—**

મારા સન્યાસી મુજાણુ એકજ અબળાની હયો વ્હાણુ
આવી સતી અંજના મુકી જાઓ તો માલવપતિની આરા
તુર્કી હુ રસભીઓ નાર તું સોરાષ્ટ તણી રસધણુ
માયાના રંગે હું પામ્યો આજે વીજળી જેવી નાર
સ્વામી આજે થયો સુખનો પુરો ઉદય ભાણુ
દીવાની તું હું પાગલ જાગ્યું સ્ક્રેહાઉસ પર રમખાણુ
વીજળી બ્હાર ગામમાં બાજીરાવનાં બારે બુડયાં બ્હાણુ
બાબત આમ હરે રામ (૨)......................મારા.

**ગર્વખંડન—**

બસ વાંઢા મેણું જાય, ભલે જે થાવાનું તે થાય
મારૂં હૈયું હરખાય, હવે આપણુ ચઢશું વરઘોડે–(૨)
લટકાળી લાડી જોડે, પરણીશું આપણુ કોડે;
ભાડાની મોટર દોડે, હવે આપણું ચઢશું વરઘોડે–(૨)
પરણેલા પસ્તાવો કરતા તે પસ્તાવો ખોટો;
દોરંગી દુનિયામાં કયાં છે પરણેલાનો જોટો;
હવે જાન કયારે જાય, કયારે ગીતડાં ગવાય;
માણુસોમાં લેખાં થાય, હવે આપણુ ચઢશું વરઘોડે–(૨)

**કાશ્મીરનું પ્રભાત—**

ઘેલી બની છું પ્રેમમાં સ્વીકારતા શાને નથી ?
પ્યાલી ભરીને પ્રેમની શાને મુને પાતા નથી ?—ઘેલી૦
અંગો બળે છે આગમાં નિષ્ઠુર કાં ઉભા રહ્યા ?
ખંજર ખુંપાવો દેહમાં શાંતિ મુને થાતી નથી.—ઘેલી૦

વ્હાલા હુંથી રહેવાયંના મુંઝાય આ જીવ જાય છે,
પાયે પડું છું આપના શાને ચુમી દેતા નથી ?—ચેલ્લી૦

લગ્ન બંધન—

અધમ આ અબળાનો અવતાર, હતભાગી હિન્દ મોઝાર
પિયરીયામાં નાની વયથી કરવા કામ અપાર
યૌવનના અંકુર પુટતાં ખોળે રમતાં બાળ....
યુવતી અભાગી લાગે વૃદ્ધા આવી પકડે કાળ.
કાં મરતી કાં વિધવા બનતી યૌવનમાં તત્કાળ....
વૈધવ્યે તપતી બળતીને રહેસે લોકાચાર
આંસુ ખુટે આંખથી આખર કરતી અધમાચાર....

લગ્ન બંધન—

અંગ અંગમાં (૨) યૌવન ઉભરાગ.
તંગ ચોળીઆ ફાટી ફાટી જાય....તંગ.
શીક્ષણ સુધારાનું લીધું છે કારમું
અંદર એજ લગ્ન નવ થાય,
બાર ને પંદરની સખીઓ ગઇ સાસરે
જીવ મારો બળી ખાખ થાય....તંગ.
પડતાં નજર મારી પડી છું પ્યારમાં
ડીયર પોંપોંને ચિત રહાય
એન્ગેજડ થઇ છાનીમાની હું પ્રોમીસથી
લગ્ન માટે ન બોલાય....તંગ ચોળી.

સંસાર સાગર—

ઘરને સંભાળી રાખતાં, વાડી જતી રહી;
લટકાળીને લોભાવતાં, લાડી જતી રહી.

સીધી સડક જાતો હતો, ત્યાં થાંભલો નડયો,
મોટર અમારા પ્રેમની, આડી જતી રહી.
જાવું હતું દાદર ઉપર, પણ ભાન ન રહ્યું,
એ મોહમાં માહીમની, ખાડી જતી રહી.

સિરાજુદ્દૌલા—

એ ગઈ છતાં એની છબી આવે નજરમાં,
આંખો ગજબ જાદુ ભરી ખુંચી જીગરમાં.
દેખાવમાં ભોળી છતાં જાદુ ભરી એ,
રાખે હજારો તીર કાતિલ વાંકી ભમરમાં.
ગાલો મહીં લાખો ગુલોની લાલી છુપાવી,
ઉભી'તી નજાકત ભરી એ રશ્કેકમર ત્યાં.
પરવા ન તાજે તખ્તની એ નાજે અદાપર,
વણમૂલ વેચ્યા અમે માશુકના કરમાં.

સિરાજુદ્દૌલા—

મધરાતડી વીતી ગઈ પણ આંખડી હજી ના મળી,
નૂરેનજર થઇ આકળી દીલબર વિના બે બાકળી.
રશ્કે કમરની રોશનીથી રોશની ઝાંખી થઇ;
એ રોશનીને શું કરૂં દીલ રોશની ના ઝળહળી.
કયાં સુધી કરવી સબર દીલદારને કૈં ના કદર,
એ સબરમાં ને સબરમાં દીલદાર થઇ ગઇ દુબળી.

માલવપતિ—

એક સરખા દિવસ સુખના કોઇના જાતા નથી;
એથીજ શાણા સાહ્યબીથી, લેશ ફુલાતા નથી;—

ભાગ્ય રૂઠે કે રીઝે, એની તમા તેને નથી;
એજ શુરા જે, મુસીબત જોઇ મુંઝાતા નથી;—
ખીલે તે કરમાય છે, સરજાયતે લોપાય છે;
જે ચડે તે તે પડે, એ નીયમ પલટાયા નથી;—

**સંસાર સાગર—**

પૂછે મને તો હું કહું, દીલદાર હો તો આવી હો;
આંખો કહે જોવા ચહું, ચહાનાર હો તો આવી હો.—
મસ્તીભર્યાં નયન શરે, રસીકનાં હૈડાં હરે;
જોનારને ઘાયલ કરે, તલ્વાર હો તો આવી હો.—
સુધાભર્યાં અધરો પરે, અમૃત મધુર વરસ્યા કરે;
પીનારની તૃષા હરે, રસદાર હો તો આવી હો.—
શી ખબર અમૃત પીવાડી, અમર કરશો કે નહીં ?
અમૃત તણા પ્યાલા ભરી, પાનાર હો તો આવી હો.—

**એક અબળા—**

તમે પહેલાં પરણેતર નહીં પ્રેમથી નીભાવ્યાં
જોઈએ બીજાને કેવા નિભાવશો
સ્નેહલગ્નની હું સુંદરી નવરંગ ભરી નારી
મારી મોહકતા સામે નીહાળશો
સેકન્ડહેન્ડ સુંદરી પસ્તાયેલા છો પ્રેમદા
જરા જુની ટેવોને સુધારશો
મને ખાન પાન માનથી રીઝાવશો
થયાં રોજના મેહમાન એ વિચારશો
બોલી એવું કાળજડું ના બાળશો.

**એક અબળા—**

રહી ગઇ રહી ગઇ આશા અધુરી
દીલમાં રહી ગઈ રે રે.
ઓ જગદીશ ભરોંસે તારે
હું દુઃખીયારી થઇ સંસારે
હાર અમારી થઇ ગઇ થઇ ગઇરે
આજ પતીહિ અન્ય જનમમાં
આશ પુરૂં જે રહી ગઇ મનમાં
આ જીંદગી તો વહી ગઈ વહી ગઇરે.

**સતી અંજના—**

મનડાની વાતો મન સમજે,
કોઈ કંઇ સમજે કોઈ કંઈ સમજે.
સૌ સૌના મનડાને સમજે કોઇનું મનડું કોઇ શું સમજે,
કમળ પરિમળ મધુકર સમજે આમ્ર સુવાસને કોયલ સમજે.
તેમ સખી મનની વાતલડી નવ સમજુ
નવ તું સમજે રસીલાં સમજે—મનડાની.
પોતાને જે સમજુ સમજે બીજાને અણસમજુ સમજે.
એ રસીયાના રસની સમજણ ઘાયલ સમજે—મનડાની.

**કુમળી કળી—**

હું તો તમરી વ્હાલી ભૈયાજી,
ભાંગની પાવો પ્યાલી ભૈયાજી.

**સાખી**

પરણ્યો લાવે ટોપરાં, ભૈયો લાવે ગોળ;
ટોપરાં ખાધે કુચાવળે, ગળીયો લાગે મને ગોળ—હું તો.

પરણ્યો પાએ દૂધડાં, ભૈયો પાયે ભાંગ;
દૂધ પીધે ઊપકા વળે, ભાવે મને તો ભાંગ—હું તો૦

## કુમળી કળી

દિલ મારૂં ડોલાવેરે ભૈયા તોરી ભંગ
અજબ ખુમારી લાવેરે ભૈયા તોરી ભંગ.
ઉદાસી એ ઝટ હસ્તી હસતી ભરતી ઉર ઉમંગ,
અંગે રંગ રેલાવોરે, ભૈયા તોરી ભંગ—દિલ૦
આંખલડી મદઝરતી ધરતી સુરખી દિલ ખુશ રંગ,
જોબન જંગ જગાવોરે, ભૈયા તોરી ભંગ—દિલ૦

## જમાનાનો રંગ—

પેઝન્ટ આપ શાણી, ઓ નાનેરી શેઠાણી ?
તું દિલમા કાં મુઝાણી,
લે આપું મઝેદાર, બોલ બોલ.
મારા હૈયામાં આજ મને કાંટા લાગે,
કોલર નેકટાઇના સૂટ તને પ્રેઝન્ટ આપું ?
આર્મીનેવીમાં ઓર્ડર આપશું. એમ કે ?
ઓહ યસ માઇ ડીયર, થેન્ક યુ માઈ લીવર.
—અમ્મર ફુલ છાબડી ગુંથું નયનની માળ,
માલણ બનું તુજ પ્રેમની ગુંથું પ્રેમની જાળ.
—સૂનું મારૂં દિલ છે સૂનો આ ફુલબાગ,
પ્રીતિ અમૃત સીંચશો પામું હું અનુરાગ—પ્રેઝન્ટ૦

કોલેજની કન્યા—

પૂછું એકજ વાત સુખી દિલને
કદી ખોલી દીઠું દુઃખી આ દિલને—પૂછું.
કદી આંસુ તણી કણી એક પડે
છુપા ભેદ કહો તમને ન જડે?—પૂછું૦
અમ અશ્રુતણું નવ મૂલ્ય થશે
ભલે રત્ન ઘણા તમ પાસ હશે—પૂછું૦

કોલેજની કન્યા—

પ્રેમ જળ ભરવાને ઘડુલી લાવજો
છુમ છુમ છુમ અમે ચાલીશું રાજ
—ચાલો ચાલો
—હાંહાંરે તમે જાઓ
રસિકવર કાંકરીયો નવ મારશો હો રાજ—પ્રેમ૦
ઉઢણુ આપો હેમનું, લચકાતી હું જાઊં,
મૂકી ઘડુલી મસ્તકે, પ્રીતિ જળ હું પાઉં.

કોલેજની કન્યા—

ખાળાઓ ભોળી ભરમાશો ના કપટી આ ટોળી
મીઠું વદતા ધીમું હસતા લલચાવે નારી
ડીયર ડીયર કહી ચુંબન કરતા શીખવતા યારી—બાળા.
મોટર લાવે મોજ કરાવે પાયે ચ્હાપાણી
પરણીને તરછોડી કરતા જીંદગી ધૂળધાણી—બાળા.

**જેન્ટલમેન લોફર—**

અમે માંડયો છે જંગ....અમે માંડયો છે જંગ,
આજ પુરૂષોનું પાણી ઉતારવા.
કર્યો કાયદાનો ભંગ....જુલમી કાયદાનો ભંગ,
આજ સ્વાર્થી પુરૂષને સુધારવા.
અમને અબળા લખાય, અમણુ જ્ઞાનમાં રખાય,
ઓછી બુધ્ધિની ગણાય, ચરણ કિંકરી મનાય.
અમને શિક્ષાઓ થાય, અવિશ્વાસુ વર્ણવાય,
ઓછી કિંમત અંકાય, સદા પરવશ રખાય.
આજ ઉઘડી છે આંખ....અમને આવી છે પાંખ,
કીધો નિશ્ચય છે બળાવો ઉઠાવવા—અમે.
પુરૂષ વર્ગના વિચાર, પુરૂષ જાતના અધિકાર,
હવે કરશું ફેરફાર, અમે કીધો નિર્ધાર.
અમે વિફર્યાં છે આજ, ઉંચી મુકી છે લાજ,
તમને પુરૂષોને ઠેકાણે લાવવા.
રે....લુચ્ચા પુરૂષો ઠેકાણે લાવવા—અમે.

**જેન્ટલમેન લોફર—**

અમે બૈરાનું રાજ બધે કરશું, બોલો તમને ફાવશે કે ?
અમે ફાવે ત્યાં હરશું ને ફરશું, બોલો તમને ફાવશે કે ?
અમે મર્દોથી મિત્રતાયે કરશું, બોલો તમને ફાવશે કે ?
અમે પગલાં સ્વતંત્રતાના ભરશું, બોલો તમને ફાવશે કે ?

---

બેરીસ્ટરની બૈરી—

હવે ગોરી ઘુંઘટપટ ખોલો રે....

જરા મુખડું હસંવીને બોલો.
બોલોજી, બોલો બોલો....(૨)....જરા

કહો તો મોટર મગાવું....લેડી સાઈકલ અપાવું,
કહો તો આયા રખાવું....બોલો બોલો. (૨)
ડીઅર મ્હારી મુખડું હસાવીને બોલો....હવે

મને જોઈએ નહિ કંઇ....હવે જવા દયો ભાઈ,
હું તો ગભરાઇ ગઈ....છોડો છોડો. (૨)
ઓ લવ મારી મસ્તીમાં મસ્ત થઇને ડોલો....જરા

કહો તો વેણી ગુંથાવું....કહો તો ચરણો ચંપાવું,
કહો તો મસ્તક ઝુકાવું....બોલો બોલો. (૨)
ડીઅર મ્હારી હૈયાને ઝોલે આ ઝોલો....હવે

ચુલે દાળ બળી જાય....મ્હારો જીવ ગભરાય,
તમને લાગું છું પાય....કેડો....મેલો. (૨)
ઓ લવ મ્હારી રસની ઉછોળોની છોળો....હવે

બેરીસ્ટરની બૈરી—

ચાલો....ચાલો....ડીઅર માઇ ચાલો,
ઓ નાથ જરા હાથ મ્હારો ધીરેથી ઝાલો....ચાલો

કાલે ભાષણમાં આપણે તો જઇશું, (૨)
હારતોરા ને માનપાન લઇશું, (૨)
તમે કરતાં ના ગંભીર ગોટાળો....ચાલો

મ્હારી ધબકે છે છાતી હું ડરૂં છું, (૨)
મ્હારા પગો દુખે છે ડગ ભરૂં છું, (૨)
મ્હને ગમતું નથીને આ કરૂં છું,

ઓ વ્હાલા, મ્હારૂં માનો તો માંડી આ વાળો, (૨)
ઓ ડાર્લીંગ સાડીનો છેડો સંભાળો....ચાલો

**બેરીસ્ટરની બૈરી—**

ભાઇ જુઓ સંસાર....મારે બાયડીઓ માર,
તમે કરો વિચાર....ઘેર કેમ છે ?
અમે થઇશું શિરતાજ....થાશે અમારૂં રાજ,
તમે કરજો ઘર કાજ....વાત એમ છે.
એમાં કાઢે શું દાંત ?....આ છે શિખવાની વાત,
મ્હને બૈરાની જાત પર વ્હેમ છે....ભાઇ

માથુ દુખે જો પુરૂષનું....તો બાયડી એ બામ છે,
એ બામનું માલીસ કરો તો બસ પછી આરામ છે.
બૈરાથી સઘળે માન છે....બૈરાથી સઘળે નામ છે,
બૈરા વગર સંસારમાં....નર દેહ સાવ નકામ છે.
આ પુરૂષની પીસ્તોલમાં....બૈરાંનો ગોળીબાર છે,
માટે જ કહું છું બેઇને...સમજી જવામાં સાર છે.
તમે કહો તો ખરા ભાઇ... ઘરમાં કેવા છે બાઈ ?
આથી ડાહી કે સવાઈ....કેવી રે'મ છે ?
સાચું બોલજો ઓ બ્હેન....કેવી અંતરની નેમ ?
આથી ઉતરે કે ટેમ...કેવો પ્રેમ છે ?
રે....મ્હને બૈરાંની જાત પર વ્હેમ છે,
તો મ્હને પુરૂષોની જાત પર વ્હેમ છે....ભાઇ

---

ઉપરના ગાયનો જેન્ટલમેન લાફરની બુકમાંથી લીધા છે તે બુક ગાયન બાણુ સથે ફક્ત ચાર આનાની ટીકીટ બીડેથી અમો મોકલી આપીશું.

## મુંબઈનો મવાલી—

બળ્યું ઘુંઘટામાં ગુંગળાઈ મરીએ....
ઓ બ્હેનડી ! ઘુંઘટામાં ગુંગળાઇ મરીએ.
મુઆ ગામના લોકોથી અમે ડરીએ....
ઓ બ્હેનડી ! ઘુંઘટામાં ગુંગળાઇ મરીએ.
હસીએ જરા જોરથી તો....નફ્ફટ એ બોલતા,
સાથે સાથે બેસીએ તો....ન્યાતમાં વગોવતા.
બાકી તો મોટરમાં ફરીએ....ઓ બ્હેનડી.
સારૂં જરા પહેરીએ તો....આંખોમાં ખુંચીએ,
મોઢું મચકોડે અલી....વાત જરા પૂછીએ.
(પછી) આપણે તે બ્હેન કેમ કરીએ....ઓ બ્હેનડી.
જીભ બળી લોકોની....જીતી જીતાય ના,
બાકી તો અંતરમાં....એવું એવું થાય હા.
હાથમાં તે હાથ લઈને ફરીએ....ઓ બ્હેનડી.



## મુંબઇનો મવાલી—

આપણે કહીએ સાચી વાત....ભાઇઓ ભરોસો કરવો નહિ,
....................................કોઇએ ભરોસો કરવો નહિ.
લુચ્ચી બૈરાંઓની જાત....ભાઇઓ ભરોસો કરવો નહિ,
કોઇએ ભરોસો કરવો નહિ....આપણે.

વિશ્વાસુ સેવક આ મ્હારો....વફાદાર ગૃહદેવી,
જન્મ સફળ થઈ ગયો તમારો....ચરણો એના સેવી.
ભાઇઓ ભરોસો કરવો નહિ....આપણે.

તમારા સોગન હવે કરૂં નહિ....કદી આવી ભૂલ,
આજ પછીથી વ્હાલા કરશું....કહેશો એમ કબુલ.
ભાઇઓ ભરોસો કરવો નહિ....આપણે.

એવું થાય છે કાશી જઈ....કરવત મૂકાવી મરૂં,
હુંય હવે તો ફાંસો ખાઈને....આપઘાત બસ કરૂં.
..................ઓ કાકી અહીંઆ મરશો નહિ,
..................ઓ દીકરા ! જરાય ડરતો નહિ.
ઓ ભાઇઓ ! ભરોસો કરશો નહિ....આપણે

થયું હવે નહિ થયું ન થાયે....પડતી મૂકો પંચાત,
જાગ્યા ત્યાંથી સ્હવાર ગણવું સમજવાની છે વાત.
ભાઇઓ ભરોસો કરશો નહિ.



ઉપરના ગાયનો મુંબઇનો મવાલીની બુકમાંથી લીધા છે તે બુક ગાયન ભાષણ સાથે ફક્ત ચાર આનાની ટીકીટ બીડથી અમો મોકલી આપશું.

